શ્રી

# મનહર મેના.



આવૃત્તિ ત્રીજી.

મૂલ્ય ફક્ત આઠ આના

મળવાનું ઠેકાણું-કેશવલાલ મગનલાલ દુધવાળા.

શ્રી નવીન

# મનહર-મેના.

[અત્યુત્તમ નવલકથા.]


લેખક,

ગોવિંદલાલ [illegible]ાલાભાઈ ચોકસી.

અમદાવાદ.



છપાવી પ્રસિદ્ધ કર્તા

કેશવલાલ મગનલાલ દુધવાળા.

કાળુપુર રોડ—અમદાવાદ.


કીમત આઠ આના.

સુધારા વધારા સાથે આવૃત્તિ બીજી.

પ્રત ૩૦૦૦





ધી રોયલ પ્રીન્ટીંગ પ્રેસમાં પટેલ રાયચંદ હીરાચંદે છાપ્યું.
ઠેકાણું. કાળુપુર કપાસીઆ બજાર—અમદાવાદ.

સને ૧૯૩૦
સંવત ૧૯૮૬

# પ્રસ્તાવના.

આ કલ્પિત નવલકથા બ્હાર પાડવાનો પ્રથમ અમારો હેતુ એ છે જે કેટલાક માણસો પેસાના લોભથી માણસની પરિક્ષા કર્યા સિવાય ગુણિકાના પ્યારમાં પડી ખુવાર થઇ જઈ શરીરની તેમજ આબરૂની ને પઇસાની ખુવારી કરે છે; છતાં ખબર પડતી નથી અને વ્યાજના લોભમાં ભરાઇ જઈ તેની કપટજાળમાં ફસાઇ પડે છે, અને આખરે મરણની અણી ઉપર આવી જાય છે. અને ભણાવવાથી તથા કેળવણી આપવાથી તથા પરદેશ વેઠવાથી શા શા ફાયદા મળે છે તથા સ્ત્રી પતિનો ધર્મ કેવો છે એ વિગેરે લખાણ લખી આ પુસ્તક આર્ય બંધુઓની સમક્ષ બહાર પાડવાનો નિર્ણય કર્યો છે તો બંધુઓ આ વાર્તાનો યોગ્ય સાર ગ્રહણ કરી સેવકને આભારી કરશો અને ભુલચુક વીગેરેને સુધારી વાંચવા કૃપા કરશો, એજ

લી. સેવક,
ગોવિંદલાલ બાલાભાઇ ચોકસી.
અમદાવાદ.

# મનહર-મેના.

## ( અત્યુત્તમ કલ્પીત નવલકથા )



દોહરો.

લોભી મન લપટાઇને, પડયો લોભમાં ખાસ;
દામ ખુશીથી ધીરીને, ગયો તે તેણી પાસ.
લોભ પાપનું મૂળ છે, લોભે લક્ષણ જાય.
વ્યાજ ખાનારા વાણીયા, પાછળથી પસ્તાય

નવિન નગર શહેરમાં એક ધનાઢય વણિક રહેતો હતો તેનું નામ માણેકચંદ હતું તેને એક છોકરો અને એક છોકરી હતી તેની સ્ત્રીનું નામ ધનબાઇ હતું. માણેકચંદ પાસે લગભગ એક લાખ રૂપીઆની સંપતી હતી તેમાંથી પોતે શરાફની દુકાન ચલાવતો હતો માણેકચદે પોતાની દુકાન ચલાવવા સારૂ બે ગુમાસ્તા રાખ્યા હતા, એ બે ગુમાસ્તામાં એકનું નામ મુળીઓ હતું, અને બીજાનું નામ ધુળીઓ હતું. આ માણેકચંદ શેઠની ઉંમર લગભગ ૩૫ વર્ષની હતી. શેઠ પોતાની દુકાનનું કામ ઘણી સફાઇથી કરતા હતા. નામું ઠામું વિગેરે વહીવટ પોતાને હાથેજ કરતા હતા, ગુમાસ્તા તો ફક્ત રૂપીઆ લઇ આવવા અગર આપી આવવા માટેજ રાખ્યા હતા. શેઠનું ચિત્ત દુકાનમાં ઘણુંજ સારૂં હતું. આ માણેકચંદ શેઠ શરાફની દુકાન ચલાવતા હતા તેની સાથે વ્યાજ વટુનો ધંધો પણ કરતા હતા આ દુકાન ચાલતી હતી

તેવામાં તે ગામમાં રહેનારી એક ગુણકા તેની દુકાન ઉપર આવી અને બોલી શેઠજી આપકી પાસ અબી પઇસેકી છત હયે!

**માણેકચંદ**—હા ઘણા છે, રૂપિઆની કાંઇ અમારી દુકાને ખોટ છે.

**નન્નીજાન**—જબ ચીજ પે રૂપીએ દઓગે?

**માણેકચંદ**—શું વ્યાજ આપશો અને શું ચીજ લાવ્યા છો અને કેટલા રૂપિઆ જોઇએ છીએ તે કહો.

**નન્નીજાન**—( ચીજ કાઢીને ) યેહ હય ઇસ્કે પે મેરેકુ પાંનસો રૂપીએ ચહઇતે હયે બોલો આપ દઓગે વ્યાજ તો મેં શાહુકારી દઉંગી યેહ મેરી ચીજ હયે વો સાતસોં ઉપરાંતકી હયે.

**માણેકચંદ**—નહિ હએ વ્યાજ તો ઘણુંજ ઓછું પડે હું તો દોકડો વ્યાજ લઇશ.

**નન્નીજાન**—(સ્વગત) આ શેઠ ઘણો લોભી લાગે છે માટે દોકડો વ્યાજ આપીશ એમાં આગળ ઉપર મને ઘણો ફાયદો થશે એમ મને એની રીતભાત ઉપરથી માલુમ પડે છે માટે કરવા દે કબુલ એમ ધારી બોલી અચ્છા શેઠજી દોકડા વ્યાજ લેના મગર મેરેકુ એક ચીઠી કર દેના કે ઇતને તોલકા હાર અમને ઇતને વ્યાજ સેં ઇતના રૂપયા દે કે ગીરવી રખા હયે.

**માણેકચંદ**—અરે ઘણી ખુશીથી ( મુળીઆ તરફ જોઇને ) અલ્યા મુળીઆ ચીઠી લખ અલ્યા મુળીઆ આ હાર પેટીમાં મુક ને આમને પાંનસો રપિઆ ગણી આપ આપણું એક મહીનાનું વ્યાજ અગાઉથી કાપી લેજે.

**નન્નીજાન**—ક્યું ભલા શેઠ અવ્વલ વ્યાજ કાટતે હો.

**માણેકચંદ**—એતો અમારો વાણીઆનો રિવાજ છે તમારે

તો પહેલું એ વ્યાજ આપવું છે અને પછી એ વ્યાજ આપવું છે તમે શા માટે ગભરાઓ છો.

ગભરાનેકા તો કુચ્છ નહિ હયે મગર રીતસેં આપ સમજો હમ તો ગરીબ માણુસ હયે હમ કુચ્છ ભણેલા ગણેલા બી નહિ હયે જો કુચ્છ તુમ કરોંગે વોહ મેરે કુબુલ હય મગર દગલબાજી મત કરના.

માણેકચંદ—અરે એ શું બોલ્યા ધરમ પ્રમાણે વર્તીશું. તમે તમારે બેલાશક તમારી મરજી ફાવે ત્યારે રૂપિઆ અને વ્યાજ ઠરાવ્યું છે તે આપી લઇ જજો એમાં કાંઇ અમારાથી ના કહેવાય તેમ છે! તમારો હાર અનામત મુકી છાંડું છું દગો કરવો એ તો બે ઇમાનનું કામ છે. બાઇ અમે તો વાણીઆ છીએ અમે તો અમારા હકનુંજ લઇશું અમારે વધારે લેવું નહિ એ ધર્મથી પ્રતિજ્ઞા છે.

નન્નીજાન—જબ અચ્છા ઇમાનમે ચલના (એમ કહી રૂપીઆ ગણી લઇ પોતાના નોકરને આપ્યા બાદ પોતે બેસીને આવી હતી તે બગીમાં બેસી ગઇ અને પોતાના મકાન તરફ રવાના થઇ ગઇ.)

ગુણીકાના ગયા પછી શેઠ વિચાર કરવા લાગ્યા કે આવી રીતે દર એક મહીનામાં સો ઘરાક આવે તો દર મહીને પાનસો રૂપીઆ ઘર બેઠા મળે અને આનંદમાં દીવસ જાય આ ધંધો કરવો ઘણો સારો છે વળી હું તેને ભાળવી મુકીશ કે તમારી ઓળખાણ પીછાણમાં હોય તો ખુશીની સાથે આપણે ત્યાં લાવજો આપણે તમને રૂપિઆ આપ્યા છે તે પ્રમાણે તેમને પણ આપીશું. આ પ્રમાણે કાલ પરમ દહાડે જઇ નન્નીજાનને કહી આવીશ તો તે મને બરાબર ગોઠવણી કરી આપશે, એમ વીચાર ધારી શેઠે પોતાની દુકાન બંધ કરી અને નાણાની કોથળી જાતે ઉંચકી ગુમાસ્તાને વિદાય કર્યા, અને શેઠ પોતાના ઘર તરફ રવાના થયા. બીજે દિવસે શેઠ પરોઢમાં ઉઠી ભારે

વિચાર કરવા લાગ્યા કે હવે ગુણીકાને ત્યાં ક્યારે જાઉં અને તેને કહું કે તું મને તારા જેવા બીજા આહકો કરી આપ ભલે તે કદાચ મારી પાસે ભાગ માગશે તો હું તેને આપવાને ખુશી છું પણ તે આહકો મેળવી આપે તો ઠીક થાય આ પ્રમાણે મનમાં હજારો વીચાર કરતો કરતો હતો તેથી પોતે આજને આજ જવું એમ નક્કી ધારી દુકાને નહિ જવું એમ નક્કી કર્યું અને ગુણીકાના ઘર તરફ જવા નીકળ્યો.

---

## પ્રકરણ ૨ જું.

---

### ગુણીકાનું મકાન.

---

દોહરો

**વ્યાજ માટે વ્હાલથી, મળ્યો નન્નીને હાલ;**
**પાછળથી લપટી પડી, કર્યો દિલમાં ખ્યાલ.**
**ગુણકામાં ઘેલો બન્યો ભુલ્યો હ્રદયનું ભાન,**
**રૂપાળીના રૂપમાં શેઠ બન્યો ગુલતાન.**

**પૈ**સાનો લોભી શેઠ પોતાને ઘેરથી નીકળી આ નન્નીજાન ગુણીકાને ત્યાં તાબડતોબ આવી ઉભો રહ્યો; નન્નીજાનનું મકાન બંધ હતું તેથી નીચેથી હાક મારી નન્નીજાનને બારીએ બોલાવી અને મકાન ખોલાવ્યું, બાદ શેઠ માળપર દાખલ થયા; નન્નીજાને શેઠને આવેલા જાણી ગાદી ઉપર બેસાડયા અને તેમને હદથી જાદે આવકાર આપવા લાગી અને બોલી.

કેમ શેઠજી આજ આપનાં પગલાં આ બાજુ થયાં છે? આપે આવી આજ મારૂં ગરીબનું ઘર પાવન કર્યું છે તેથી આપનો હું મોટો આભાર માનું છું.

**માણેકચંદ**—કાંઇ નહિ, હું તો સહેજ આવ્યો છું, માહારે તમને એટલુંજ કહેવાનું છે કે આપને ઘણાં માણસોથી સબંધ હશે.

**નન્ની**—જી હા, મારે ઘણા માણસોથી સબંધ છે, આપને શું કામ છે તે કહેશો ?

**માણેકચંદ**—કામ તો બીજું કાંઇ નથી પરંતુ આપ જેવી રીતે મારે ત્યાં દાગીના મુકી ગયા હતા તેવી રીતે બીજા લોકોને નાણાનો ખપ હોય તો આપણે ત્યાંજ દાગીના મુકી જાય અને પૈસા લઇ જાય તેવો બંદોબસ્ત કરી આપો.

**નન્ની**—અરે શેઠજી શું બોલ્યા હાલને હાલ કરી આપું એમાં જરા પણ વાંધો આવે નહિ.

**માણેકચંદ**—ત્યારે જલદી કરી આપો મારે ઉતાવળ છે મારે ઘેર જવાનો વખત થવા આવ્યો છે માટે જલદી થાય તો ઠીક.

**નન્ની**—શેઠને ત્યાં હું દાગીનો મુકી આવી છું અને વધારે વ્યાજ આપવાનું કરી આવી છું તેથી શેઠને લોભ લાગ્યો લાગે છે માટે લાવ શેઠને માટે આઠ આના રૂપિઓ ખરાબ કરૂં એમ ધારી બોલી-શેઠજી મેં મારી દાસીને મોકલી હતી તે એવી ખબર લઇને આવી કે તેઓ બહાર ફરવા ગએલા છે માટે તેઓ આવશે એટલે હું આપની દુકાન ઉપર લઇને આવીશ, શેઠજી મ્હારે આપને મહીને હજાર રૂપીઆ પેદા કરાવવા એ મારી ફરજ છે, મ્હારે ને આપને આજે સબંધ થયો છે તો હું આપને ન્યાલ કરાવી નાંખીશ શેઠજી પણ મારૂ કાંઇ ધારવું પડશે સમજ્યા કે?

**માણેકચંદ**—**અરે ગાંડી એ શું બોલી. તને ચોથો ભાગ** આપીશ તું મારૂં કામ કરે અને હું તને ન પેદા કરાવું એ શું મારૂં ભુશણુ છે.

**નન્ની**—કાંઇ નહિ શેઠજી મને આપનો ભરોંસો છે. આપ જે કરશો તે વ્યાજબી કરશો. આપ કુળવાન માણુસ કદી દગો દોજ નહિ. એવી મને ખાત્રી છે.

**માણેકચંદ**—નન્ની તારે કોઇ વાતે ગભરાવું નહિ તું મને પેદા કરાવીશ તો હું તને ખુશીથી ભાગ આપીશ એમાં મારૂં કાંઇ જવાનું છે.

**નન્ની**—(વિચાર કરવા લાગી) અરે મુરખ તું મારા ઘરમાં આવતો થયો છે તો પછી તું કયાં જનાર છે, હવે હું તને બરાબર નીચોવી મુકીશ યાદ રાખજે (પ્રકાશ) રૂપાળી આમ આવ.

**રૂપાળી**—કેમ બાઇ મને કેમ બોલાવી છે?

**નન્ની**—જા શેઠ માટે પાન સોપારી લીમલેટ સોડા વિગેરે લાવ શેઠ આપણે ત્યાં ઘણે દીવસે આવ્યા છે.

માણેકચંદ શેઠ તો રૂપાળીને જોતાંજ ડંખ પામી ગયા અને વિચાર કરવા લાગ્યા કે નન્ની કરતાં આ "રૂપાળી" ઘણી સરસ છે રૂપાળી સાથે કદાચ ચોકઠું બેશી જાય તો ઠીક થઇ જાય પણ તે શી રીતે બને મારાથી તેને કેમ કહેવાય હું કહું પણ તે શી રીતે માને પણ રૂપાળી હજી પંદર વર્ષની છે હજુ તે સંસારની વાતો પણ બીલકુલ જાણતી નથી. પણ ઠીક છે ધીમે ધીમે થઇ પડશે રાત દહાડો નન્ની પાસે આવ્યા કરીશું એટલે ફાવી જઇશું

આ પ્રમાણે માણેકચંદ શેઠ પોતાના હૃદયમાં વિચારી ધારતા હતા એટલામાં રૂપાળી રૂમકઝુમક કરતી ત્યાં આવી ઉભી રહી અને સોડા લીમલેટ પાન સોપારી વિગેરે લાવી મુકી દીધું અને બોલી.

બાઇ સાહેબ કાંઇ બીજુ જોઇએ છીએ.

**નન્ની**—કાંઇ જોઇતું નથી પણ તું કયાં જાય છે બેશ અહીં બેશ આ શેઠ આવ્યા છે એમને સોડા પા, લીમલેટ પા, પાન આપ, એમની ખાતર કર. શેઠ ઘણા સરસ છે શેઠ ઉદાર જીવના છે એમની ઉદારતા આગળ બીજા શેઠીઆઓ ઝખ મારે છે.

**માણેકચંદ**—નન્નીજાન મને તમે આટલી બધી ઉપમા ન આપો હું એટલી બધી ઉપમાને લાયક નથી.

**નન્ની**—નહિં જી કેમ લાયક નથી આપ લાયક નથી તો શું મારા જેવી સ્ત્રી લાયક છે? આ શું બોલો છો એ તો જેવું માણસને શોભે એવું અમે તો બોલીએ શેઠજી ગુણીકામાં જયારે અત્યંત ગુણ હોય ત્યારેજ તેનું નામ ગુણીકા ધારણ થાય છે કાંઇ ગુણ વિના ગુણીકા નામ ધારણ થતું નથી ગુણીકા એટલે ગુણનો ભરેલો ભંડાર એનું નામ ગુણીકા સમજ્યા મારા મહેરબાન.

આટલું કહે છે એટલામાં દાસીએ સોડા લીમલેટ વાગેરેની બાટલીઓ ફોડી તૈયાર રાખી હતી તે તેણે શેઠના હાથમાં આપી અને બોલી

**રૂપાળી**—લીજીએ હજુર ગેહ લીમલેટ ખુશીશે પીજીએ,

આ પ્રમાણે કહ્યું એટલે માણેકચંદ શેઠ હૃદયમાં હદથી જાદે ફુલાવવા લાગ્યો અને એમજ સમજી ગયો કે "રૂપાળી" મને અત્યંત

થાય છે. માટે આ ઠેકાણે જરા રોફ પાડીશું તો ઠીક પડશે એમ ધારી જરા રોફમાં બોલવા લાગ્યો.

માણેકચંદ-રૂપાળી તું તારી શેઠાણી જોડે આપણી દુકાન ઉપર આવજે તું શા માટે આવતી નથી ( નન્ની તરફ જોઇને ) નન્નીજાન રૂપાળીને આપણી દુકાન ઉપર શા માટે લાવતા નથી ?

નન્ની—જી એ નાની ઉમરની છે તેથી હું લાવતાં ડરૂં છું બચ્ચું છે. વખતપર કોઇની ઉંધી સલાહ મળી અને ભાગી જાય તો માહારૂં તો ઘર ભાગી પડે તેથી કરી સાથે લાવતી નથી અને ઘરમાંજ રહેવા દઉં છું. મારો હુકમ તેને ઘરમાંથી બહાર નીકળવાનો નથી.

માણેકચંદ—શું માહારી દુકાને તમારી જોડે ગાડીમાં આવશે તો હરકત છે અરે મારી દુકાને આવતાં કોઈ તેનું નામ દેતો તેનો જાન કાઢી નાંખું અને તેને સરકારમાં દોરૂં, સમજ્યાં.

નન્ની--તો ઘણી ખુશીથી લાવીશ. પરંતુ શેઠજી અમે તો આબરૂથી ડરીએ છીએ ( સ્વગત ) શેઠ રૂપાળી માટે બરાબર રીતે પલળાશે માટે આસ્તેથી કામ કાઢીશ તો મારો બેડો પાર થઇ જશે એમ ધારી બોલી ( પ્રકાશ ) રૂપાળી શેઠને પાન સોપારી આપ અને વીદાય કર કારણ કે તેમને વખત ઘણો થઇ ગયો છે ( શેઠ તરફ જોઇને ) શેઠજી તે લોકો આવશે અને તેમને જણુસ ઉપર રૂપિયા જોઇતા હશે તો હું તમારી દુકાને તેમને લઇને આવીશ. આપ બે ફીકર રહેજો હવે એ બધી ફીકર મનેજ છે. તમને બે પૈસા પેદા કરાવવા એ મારી ફરજ છે. માટે આપના ઘર તરફ પધારો વખત ઘણો થઇ ગયો છે.

આ પ્રમાણે કહ્યું એટલે શેઠ પોતાના ઘર તરફ જવા સારૂ નીકળ્યા નીકળતાં નીકળતાં રૂપાળી સામુ વારે ઘડીએ જોવા લાગ્યા

તેથી નન્નીને બરાબર વ્હેમ પડી ગયો કે શેઠનું મન રૂપાળી ઉપર લલચાયું છે પણ એકદમ કામ કરવું ધારીશ તે નહિજ બને માટે ધીરી રહી કરીશ તો સઘળુ ઠીક થઇ જશે અને તેની મીલ્કતની માલીક હું થઇ જઇશ. આ પ્રમાણે વીચાર ધારી તેજ વિચારમાં લુબ્ધ બની ગઇ.

—:o:—

## પ્રકરણ ૩ જું.



### માણેકચંદની ગુણિકાથી ખ્વારી.

દોહરો.

વ્યાજ માટે ભટકતો, ગુણીકાને ત્યાં રોજ;<br>
રૂપાળીના પ્યારમાં, પડયો આંધળો રોજ.<br>
મુડી ગુમાવી ગાંઠથી, દેવું કીધું સાથ;<br>
નવ સમજયો અંધો કંઇ, અરપ્યો પ્રીતે હાથ.

**મા**ણેકચંદ શેઠ તે દીવસે ગુણીકાને ત્યાંથી પોતાને ઘેર આવ્યા પરંતુ તેના હૃદયને જરા પણ ચેન પડવા લાગ્યું નહિં. તેનો જીવ ખાસ રૂપાળીં માટે તલપાં મારતો હતો. રૂપાળી માટે શેઠને મનમાં એમજ વિચાર આવતા હતા કે ગમે તેમ થાય પરંતુ રૂપાળી સાથે હરકોઇ ઉપાયે મહોબત બાંધવીજ તેમ શેઠના મનમાં દરરોજ થયા કરતું હતું તેથી શેઠ વ્યાજ વીગેરેનાં બહાનાં શોધી આ નન્નીજાનને ત્યાં દરરોજ જવા લાગ્યા. નન્નીજાનને ત્યાં દરરોજ શેઠ આવતા હતા તેથી નન્નીજાન જાણુતી હતી કે આ ભલો વાણીયો

મારી જાળમાં જરૂર ફસાશે કારણ કે અક્કલના ખજાનાને રૂપાળી માટે ઘણુંજ દીલમાં થયા કરે છે પરંતુ તેનાથી બોલી શકાતું નથી માટે આજે જો કદાચ શેઠ આવશે તો હું તો ઓરડામાં ચાલી જઇશ અને રૂપાળીને તેની પાસે રાખીશ એટલે શેઠને ને રૂપાળીને કાંઇ પણ વાત કરવાને પ્રસંગ મળશે. આ વિચાર જે મેં ધાર્યો છે તે બરાબર છે આગળ ઉપર વળી જોઇ લેવાશે. એજ અક્કલનો ખજાંનો પોતાની સર્વ મીલકત મને આપી દેશે અને રૂપાળીના પ્યારમાં લુબ્ધ બની જશે. આ પ્રમાણે નન્નીજાન વીચાર ધારતી હતી એટલામાં શેઠ ભભકા સાથે નન્નીજાનના મકાનમાં દાખલ થયા આ વખતે નન્નીજાને પોતાનું મકાન જાણી જોઇને ખુલ્લું મુકયું હતું અને પોતે સમજતી હતી કે એ કંજુસ હમણાં થોડીવારમાં આવશે એમ સમજીને ખુલ્લું મુકયું હતું તેથી શેઠ રોફમાં માળપર ચઢી આવ્યો અને બોલ્યો.

નન્નીજાન તમે તો મને કોઇ પણ ગ્રાહક નહિ મેળવી આપ્યું વાહ તમારો ભરૂંસો આવોજ કે?

નન્ની-કેમ શેઠજી એમ બોલો છો હું તમારા માટે મહેનત કરીને મરી જાઉં છું અને તમે વળી મને ઠપકો આપો છો લ્યો આજે મેં એક ગ્રાહક મેળવ્યું છે તેને જણુસો ઉપર રૂપિઆ દસ હજાર જોઇએ છીએ બોલો તમારી પાસે છે (સ્વગત) ઠીક તોપ મારી છે જો એ શુ કહે છે.

માણેકચંદ-અરે એ શું બોલ્યાં મારી પાસે રૂપિઆની ખોટ હોય! આખા ગામમાં મારા જેટલા રૂપિઆ કોઇ બીજા પાસે કાઢો! આપો તો તમને ખરા કહું.

નન્ની-નહિં શેઠજી મે જાનતી હું કે તમે પૈસાદાર છો તમારા

જેટલા પઇસા આખા શહેરમાં કોઇની પાસે નહિજ નીકળે એવી મને બરાબર ખાત્રી છે. ઠીક ભલા શેઠજી હું પેહેલા બોલાવી લાવું એટલે તમે તેના દાગીના જુઓ અને તેને રૂપિયા ધીરજો પણ મેરા કુચ્છ અંદર ધારના શેઠજી સમજે કે.

માણેકચંદ—અરે તું તારે બેફીકર રહે, જા જા જલદી કર આવું સરસ કામ છે ને શા માટે ભુલે છે. વ્યાજ માટે મને રૂપિએ પૈસો કરાવી આપજે.

નન્ની—અરે શેઠજી કેમ ભુલો છો એ રૂપિએ બે પઇસા આપે તેવા છે જો જો પઇસો બઇસો કાંઇ બોલી દેતા, એતો હું પાસે રહીને તમને બરાબર બંદોબસ્ત કરી આપીશ હું તમને અને મને ફાયદો થશે એમજ કરીશ, સમજ્યા મારા મહેરબાન લ્યો હવે હું તેને બોલાવવા માટે જાઉં છું આપ અહીંજ બેસજો (રૂપાળી તરફ જોઇને) રૂપાળી શેઠને જે ચીજ જોઇએ તે લાવી રજુ કરજે.

રૂપાળી—વારૂ બાઇ સાહેબ જેવી આપની આજ્ઞા.

આ પ્રમાણે કહી નન્નીજાન બીજા ગ્રાહકને બોલાવવાનું બાનુ કાઢી અંદરના ઓરડામાં ચાલી ગઇ અને માણેકચંદ તો ત્યાંના ત્યાંજ ગાદી ઉપર બેશી રહ્યા પછી રૂપાળીને કહેવા લાગ્યા.

માણેકચંદ-રૂપાળી તારાં શેઠાણી કેટલે દુર ગયાં છે! તે કયારે આવશે.

રૂપાળી—(વિચાર કરીને) શેઠજી એમને આવતાં તો વાર લાગશે ઓછામાં ઓછી બે કલાક તો થશેજ.

માણેકચંદ—(ઠીક લાગ આવ્યો છે) ત્યારે મારે તો ઘેર જવાની ઉતાવળ છે હવે કેમ કરીશ તેના આવ્યા વિના તો જવા-યજ નહિ.

રૂપાળી--બેસોને શેઠજી લીમલેટ સોડા પાન સોપારી ખાતા થાઓ ત્યાં સુધીમાં તે આવશે આપ કહેતા હોતો સરબત લાવું મારાં બાઇ કાલે ઉંચી જાતનું સરબત લાવ્યા છે તો આપ કહેતા હોતો લાવી રજુ કરૂં.

માણેકચંદ--કેવી જાતનું સરબત છે !

રૂપાળી--ગુલાબનુ સરબત છે.

માણેકચંદ--ત્યારે લાવ જો એ જરા જોઇએ તો ખરા

રૂપાળી--લાવું શેઠજી પણ એ સરબત તો સોડા કે લીમલેટ શીતાય તમારાથી નહિ પી શકાય કારણ કે તે ઘણી ઉંચી જાતનું છે.

રૂપાળી--( ઠીક થયું કે મુરખો પોતાની મેળેજ માગે છે જો આજે તેને સ્વાદ પડશે તો પાછો ફરીથી પણ કોઇ બીજી વખત માગશે અને બીજી વખત માગશે ત્યારે આપણો બેડો પાર થશે ) હા લાવું ઘણી ખુશીથી.

એમ કહી અંદરના ઓરડામાં જઇ એક વિલાયતી દારૂની બાટલી લઇ શેઠની પાસે આવી રજુ થઇ અને બોલી

લ્યો શેઠજી આ શરબત.

માણેકચંદ--બે ગ્લાસમાં કાઢો કારણ કે હું એકલો નહિ પીઉ આપણે બંને પીશું.

રૂપાળી--મને શરબત પીવાની આદત બીલકુલ નથી.

માણેકચંદ--ત્યારે મારે પીવાની કાંઇ જરૂર નથી.

કાંઇ નહી શેઠ તમારી મરજી એમ છે તો એમ કરીએ લ્યો બે ગ્લાસમાં કાઢું છું પછી કાંઇ વાંધો છે.

માણેકચંદ--નહી તેમ કરશો તો કાંઇજ વાંધો નથી.

આ પ્રમાણે વાત કરી બંને ગ્લાસમાં આશરે પાશેર પાશેર વજન જેટલો દારૂ નાંખ્યો અને એક એક લીમલેટની બાટલી નાંખી પછી એક પ્યાલો શેઠને આપ્યો અને બીજો પ્યાલો પોતે લીધો પછી બંને જણ ગટ કરી ગયાં પછી રૂપાળી બોલી.

રૂપાળી–કેમ શેઠજી કેવું શરબત છે?

માણેકચંદ–આ શરબત ઘણુંજ મોળું છે, શરબત તો ઘણુંજ ગળ્યાં આવે છે ને આ સરબત જરા તીખાશવાળું કેમ લાગે છે.

રૂપાળી–આ સરબત ખાસ વીલાયતી છે એટલે તે પીવામાં એવુંજ હશે પણ તેની લેજત કેવી છે.

માણેકચંદ–શું તેના લેજતની વાત કહું આજ મારૂં બદન તો આનંદમાં છે પરંતુ રૂપાળી તું મારૂં કહેવું માનીશ.

રૂપાળી–શું કહેવા માગો છો શેઠજી.

માણેકચંદ–કહેવાનું તો એટલુંજ છે કે હજુ તારી શેઠાણીને આવવાની વાર હશે કેમ!

રૂપાળી–હાજી હાજી દોઢ કલાક ઓછામાં ઓછી વાર લાગશે.

માણેકચંદ ત્યારે ઠીક પણ રૂપાળી તું મ્હારાથી મ્હોબત રાખે તો કેવું સારૂં હું તને ન્યાલ કરી દઇશ પણ તારી શેઠાણી આ વાત જાણે નહિ નહિ તો ભોગ મળી જશે

રૂપાળી–અરે આપ કેમ ગભરાઓ છો એ યુક્તિ બધી મારી પાસે છે તમે તમારે રોજ અહિં આવતા રહેજો તમે આવશો એટલે હું મારી શેઠાણીને ગમે તે બાનું કાઢી બહાર વીદાય કરીશ અને કદાચ જાણશે તો શું થઇ ગયું હું કયાં એની દબાયેલી છું. (સ્વગત) મારો રોગો ઠીક ઠેકાણે આવ્યો છે હવે એની મુડીના માલીક થવાને જરા પણ વાર નહિ લાગે એ લોભીયાના પઇસા જ્યારે હું ખાઉં ત્યારેજ મારૂ નામ રૂપાળી છે.

માણેકચંદ-ત્યારે વિચાર હોય તો ઉતાવળ કર નહિ તો વાત બગડી જશે. માટે જલદી થાય તો ઘણું સારૂં.

રૂપાળી-ના શેઠજી માહારાં બાઇને આવવાનો વખત થયો છે.

આ પ્રમાણે વાત કરે છે અને નન્નીજાનને આ વાતની રાઘળી ખબર પડે છે એટલે અંદરની રૂમમાંથી ચુપકી રીતે બહાર નીકળી જાણે કે બહારથી આવતી હોય નહિ તે માફક થઈ શેઠ પાસે આવી ઉભી રહી અને નરમ શબ્દથી બોલી.

શેઠજી હું ત્યાં જઇ આવી તે લોકો કાલે આવશે દાગીના પણ સાથે લેતા આવશે માટે આપ કાલે આ વખતે જરૂર પધારજો.

માણેકચંદ-વારૂ કાલે આ વખતે આવીશ લ્યો હવે જાઉ છું.

આ પ્રમાણે કહી માણેકચંદ શેઠ ત્યાંથી એકદમ નીચે ઉતર્યા અને પોતાના ઘર તરફ રવાના થવા લાગ્યા.

બીજા દીવસનું પરોઢીયું થયું એટલે શેઠ તો રૂપાળીનીજ માળા જપવા લાગ્યો. વ્યાજની વાત તો તદન ભુલીજ ગયો અને તેને તો રૂપાળીનીજ ઝંખણા હૃદયમાં થવા લાગી હતી પેલો આશામી આવવાનો હતો, તેથી વ્યાજ ખાવાના બાને ટાઇમસર તેના મકાને જઇ પોહોંચ્યો એટલે ગુણીકાએ એક ઠાઠુ ઉભું કરી રાખ્યું હતું તેમને શેઠની પાસે લાવી ઉભું કર્યું અને નન્નીજાને પોતાના દાગીના તેને આપ્યા હતા તે તેણે શેઠને દેખાડયા શેઠ તો પોતાના દીલમાં આ દાગીનાને જોઇ છકજ બની ગયો વળી વ્યાજ રૂપીએ બે પઇસા નક્કી કર્યું હતું તેથી વધારે આનંદ માનવા લાગ્યો ગુણીકાએ તે માણસના હાથે અપાવરાવ્યા અને રુપિઆ લેવા સારૂ એક માણસને શેઠ સાથે તેમને ઘેર મોકલ્યું આ વાત થવાથી શેઠનો હરખતો દીલમાં

સમાતો નહોતો પરંતુ રૂપાળી તરફથી તેનું દીલ દુખાતું હતું તેથી તે તે તરફની ચિન્તા કરવા લાગ્યો.

શેઠ દરરોજ નન્નીજાનને ત્યાં જવા લાગ્યો. લગભગ પાંચ વરસ સુધી લાગટ નન્નીજાનને ત્યાં જવા લાગ્યો અતીશય દારુના નિશામાં ચઢી ગયો. નન્નીજાનથી છુપી રીતે શેઠે રૂપાળીને તમામ મીલકત આપી દીધી, પોતાની મીલકત શેઠે રુપાળીને આપી દીધી હતી, તે વાત નન્નીજાનથી તો જરા પણ અજાણી નહોતી શેઠે રુપાળીને નન્નીજાનના તેર હજારના દાગીના જે ગીરો મુકયા હતા તે સુદ્ધાંત આપી દીધા અને તેના પ્યારમાં મોજશોખમાં ફસાયો, વળી રૂપાળીએ બીજાના વીશેષ રૂપીઆની માગણી કરી તો શેઠે બીજા વહેપારીઓને ત્યાંથી પચાસ હજાર રુપિઆ દેવા કરી લાવી આપ્યા અને તદ્દન ગરીબ બની ગયો. પોતાના બૈરાની કે છોકરાની જરા પણ દયા ખાધી નહિ અને રૂપાળીના ફંદામાં હદથી જાદે ફસાયો અને પઇસા શેઠ પાસે આવી રહ્યા એટલે રૂપાળીએ તેને મકાનપર આવતો બંધ કર્યો વળી નન્નીજાને જાણી જોઇને પોતાની ચીજોની માગણી કરી પરંતુ શેઠ પાસે પાઇ સરખી પણ નહોતી તેથી લાચારી ભોગવવા લાગ્યો અને છેક નિરધન બની ગયો.

બરાબર કહ્યું છે કે:-

**વેશ્યા વાઘ દારૂડીયો પૃથ્વીપતિ ભૂપાળ**
**મિત્ર નથી એ કોઇના કોપે આણે કાળ**

તેવીજ રીતે મ.ણેકચંદને હાથનાં કર્યાં હૈયે વ.ગ્યાં.

# પ્રકરણ ૪ થું.

## માણેકચંદનું મરણ અને તેના કુટુંબની નિર્ધન સ્થીતી. અને છોકરાંના લગ્ન.

:o:

પ્રેમ થકી ઝટ આવતો, ગુણકાને આવાસ
મુડી ગુમાવી ગાંઠથી દેવું કીધું ખાસ
મર્ણ નીપજ્યું લોભમાં થયો જાતે ખુવાર
નિર્ધન જાતે થઈ ગયો થયો પછી લાચાર

**મા**ણેકચંદ શેઠ બીચારો આ રૂપાળીના પ્યારમાં તદ્દન ગરીબ બની ગયો તેની સ્ત્રી ધનબાઇ પણ બીચારી આ બીના જોઇ અત્યંત દીલગીર થવા લાગી માણેકચંદ શેઠે એક પોતાનું ઘર તથા ઘરની અંદરનું રાચ રચીલું સિવાય બીજું કાંઇ પણ રહેવા દીધું નહોતું અને સઘળુ ગુણીકાને આપી દીધું હતું અને તે ઉપરાંત ઉલટું પચાસ હજારનું દેવું કર્યું હતું. માણેકચંદને એક છોકરો અને એક છોકરી હતાં. તેમાં છોકરાનું નામ મનહરલાલ હતું અને છોકરીનું નામ સંતોક હતું છોકરો આ વખતે બાર વરસની ઉંમરનો હતો અને છોકરી દસ વર્ષની હતી. આ બંને બાળકોમાંથી એકેને માણેકચંદ શેઠે પરણાવ્યાં નહોતાં પરણાવવાની ધામધુમમાં હતાં એટલામાં આ પ્રમાણે બન્યું તેથી તે વાત તદ્દન બાજુપરજ રહી ગઇ અને પોતે દેવું કર્યું હતું તેથી તેની ફીકરમાં દીવસે દીવસે સુકાવા લાગ્યો એકદમ શરીર તદ્દન હાડપીંજર જેવું થઇ ગયું પથારીમાંથી ઉઠવાની પણ તેનામાં સત્તા રહી નહિ અને છેક મરણ સુધી આવી પહોંચ્યો મર્ણની અણીએ આવી પહોંચ્યો હતો છતાં પણ તેની સ્ત્રી ધનબાઇ

બીચારી મુસીબતે મુસીબતે કરીને તેની દવા કરતી પરંતુ શેઠને તો દીવસે દીવસે રોગે વધારો કરવા માંડયો અને પછી સમજી ગયાં કે હવે મટવાની આશા છેજ નહિ દાકતરે પણ તેની જીવવાની આશા તજી દીધી અને તેના ઘરના માણસોને સાફ કહી દીધું એટલે આખા ઘરના માણસો રોક્કળાટ કરવા મંડી પડયાં, દાકતર ઘરના આગળથી વિદાય થયો અને થોડીકવાર થઇ એટલે શેઠ દેવશરણ થઇ ગયા. એટલે શેઠના ઘરમાં રોકુટના નાદ સીવાય કાંઇ પણ બીજું તે વખતે જોવામાં આવતું નહોતું માણેકચંદ શેઠનું મરણ નીપજવાથી બીચારી ધનબાઇને અત્યંત શોક થવા લાગ્યો પોતાના બે છોકરામાંથી એક પણ પરણેલું નહોતું તેથી તેને તે વિષે વિશેષ ચિન્તા થવા લાગી અને વિચાર કરવા લાગી કે છોકરાને પરણાવવો તેને માટે મને ફીકર નથી પરંતુ છોકરીને હાલ પરણાવ્યા વિના ચાલે તેમ નથી કારણ કે છોકરીની ઉંમર હાલ દસ વરસની છે માટે એક વરસ બાદ તો તેને પરણાવી નાખવી જોઇએ ન પરણાવું તો તેનો કન્યાકાળ વીતી જાય અને મારી આબરૂના કાંકરા થઇ જાય છોકરો તો કદાચ કુંવારો રહેશે તો પણ હરકત નહિ પરંતુ છોકરીને તો જરુર ગમે તેમ કરી પરણાવવી જોઇએ એમ વિચાર ધારી પોતે પોતાના સગાને વચમાં રાખી પોતાનું રહેવાનું ઘર રૂપિઆ પાંચ હજાર માટે વેચી નાખ્યું. માણેકચંદના ગુજરી ગયાને બાર માસ થયા એટલે ધનબાઇએ સંતોકનાં લગ્ન પોતાની ન્યાતના એક ગરીબ વણીકને ત્યાં કર્યું. જો પઇસાદારને ત્યાં લગ્ન કરે તો પહેરામણીના ઓછામાં ઓછા પાંચ હજાર રૂપિયા આપવા પડે તેમ હતું તેથી તેના લગ્ન ગરીબ વણીકને ત્યાં કર્યાં હતાં. આ સંતોકના પતીનું નામ ધીરજલાલ હતું તેના બાપનું નામ ધરણીધર હતું તેઓ બીચારા કમાઇને પોતાના

ઘરનું ગુજરાન નીભાવતા હતા ઘરણીઘરને એમ આશા નહોતી કે મારા છોકરાનાં લગ્ન આ જમાનામાં થવાનાં છે તેમ હતું પરંતુ પ્રભુ કૃપાથી પોતાના છોકરાનાં લગ્ન આવા કુળવાનને ઘેર થયાં અને સારૂં વેવીશાળ મળ્યું હતું તેથી તેનો હર્ષ હૃદયમાં સમાતો ન હતો. ધીરજલાલ પંદર વર્ષની ઉંમરનો હતો તેણે ગુજરાતી છ ચોપડી અને અંગ્રેજી ચાર ચોપડીઓ સુધી જ્ઞાન મેળવ્યું હતું અને પોતાનો અભ્યાસ ચાલુ રાખ્યો હતો સંતોકે પણ ગુજરાતી પાંચ ચોપડી અને અંગ્રેજી ત્રણ ચોપડીઓ સુધી જ્ઞાન મેળવ્યું હતું. સંતોકે પોતાનું લગ્ન થયા બાદ અભ્યાસ તજી દીધો હતો કારણ કે છોકરીને પરણાવ્યા પછી ભણાવવી નહિ તેવું તે લોકો સારી રીતે જાણતા હતા તેથી તેઓએ સંતોકનો અભ્યાસ મુકાવી દીધો હતો, સંતોકના લગ્ન થયા બાદ મનહરના લગ્ન માટે તેમની ન્યાતના એક ગૃહસ્થને ત્યાંથી કાહાણું આવ્યું હતું. કાહાણું આવવાનુ કારણ માત્ર છોકરાની ચાલાકી અને ચપળતાજ હતું તેમજ મનહરે સ્કુલમાં બી. એ. સુધી અભ્યાસ કર્યો હતો તેથી આ ગૃહસ્થ મનહર માટે અંતરમાં સારી ધારણા ધારતા હતા જોકે તેના બાપના આચરણ અને તેની પાસે પઈસા માટેની સ્થીતી જોવા જાય તો કોઇપણ માણસ કાહાણું કહાવે તેમ હતું નહિ. પરંતુ આતો ફકત મનહરના સારા આચરણ અને ભણતરને જોઇનેજ કાહાણું કહાવ્યું હતું. કાહાણામાં માત્ર એટલુંજ કહાવ્યું હતું કે—

ધનબાઇ તમારા દીકરા મનહરનાં લગ્ન અમારી દીકરી મેના સાથે કરવા ખુશી છે પેહેરામણી ન્યાત રીવાજ તેમજ અમારા તેમજ

તમારા ઘરની આબરૂ પ્રમાણે દશ હજાર રૂપિઆ કરીશ જો તમારી ખુશી હોય તો આવેલા બ્રાહ્મણ સાથે પ્રત્યુત્તર મોકલાવશો.

લી. આપનો હેતસ્વી.

પીતાંબરદાસનાં દંડવત પ્રણામ.

ધનબાઇએ ઉપર પ્રમાણે બ્રાહ્મણના પાસેથી પત્ર લઇ વાંચ્યો એટલે તેને અત્યંત આનંદ પ્રાપ્ત થયો અને પોતેજ ઘણીજ ભાગ્યશાળી છે એમ માનવા લાગી કારણ પોતાને ત્યાં કોઇ દશ હજાર પેહેરામણી આપીને લગ્ન કરે તેવું નહોતું તેથી તેને તે દીવસ તદન હર્ષનો લાગ્યો. તેથી બ્રાહ્મણની સાથે તેણે કહાવી મોકલ્યું કે જાવ પીતાંબરદાસને કહેજો કે ધનબાઇએ કહાવ્યું છે કે તમે જે કાહાણું કહાવ્યું છે તે તેમને કબુલ મંજુર છે માટે સારો દિવસ જોઇ લગનનો દીવસ જોવડાવજો, આ પ્રમાણે બ્રાહ્મણ સાથે કાહાવી મોકલ્યું. એટલે બ્રાહ્મણ ખુશી થતો થતો પીતાંબર શેઠ પાસે આવ્યો અને ઉપરની બીના કહી તેથી તેમણે બ્રાહ્મણો પાસે લગનનો દીવસ જોવડાવ્યો તેમજ ધનબાઇએ પણ પોતાના બ્રાહ્મણ પાસે લગ્નનો દિવસ જોવડાવ્યો જેથી લગનનો દિવસ ટુંક મુદતમાં આવ્યો તેથી તાબડતોબ સાહીત્યો તૈયાર કીધાં, ધનબાઇને સંતોકને પરણાવવામાં લગભગ બે હજાર રૂપિયા ખરચ થયો હતો અને બાકી ત્રણ હજાર રૂપિયા રહ્યા હતા તે તેણે મનહરના લગ્નમાં ખર્ચવાનો ઇરાદો રાખ્યો હતો, પોતાના ઘરની આબરૂ પ્રમાણે તેને ખર્ચ તો કરવોજ જોઇએ તેથી તેણે ગુપ્ત રીતે સાચવી રાખ્યા હતા. તેથી તે ત્રણ હજાર રૂપિઆ મનહરના લગ્નમાંજ ખરચ્યા હતા, અને તેને ટુંક મુદતમાં પરણાવ્યો અને પહેરામણીના દશ હજાર રૂપિઆ આવ્યા તેથી તેના હૃદયને કાંઇક હિમત આવવા લાગી પોતે ગરીબ હતી સંતોકને તેના સાસરે

વિદાય કરી. દશ હજાર રૂપિઆ પેહેરામણીના આવ્યા હતા તે રૂપિ-યામાંથી પાંચ હજારનું ઘર ફરીથી વેચાણું લીધું અને બીજા રૂપિઆ ખર્ચ કરવા સારૂં પાસે રોકડા રાખ્યા કારણ કે પોતાનો છોકરો નાની ઉમ્મરનો હતો તેમજ કોઇ ઘરમાં પેદા કરીને લાવે તેવું હતું નહિ તેમજ તેણે બીજો કોઇ રસ્તો ગુજરાન નીભાવવાને હતો નહી તેથી તેણે ચાર પાંચ હજાર રૂપિઆ ખોરાકી સારૂ રહેવા દીધા હતા. આ બન્ને છોકરાઓના પરણ્યા પછી લેણદારો ઉઘરાણી આવવા લાગ્યા ને અપશબ્દો બોલવા લાગ્યા જેથી ધનબાઇને અત્યંત ખોટું લાગ્યું. ધનબાઇને ખોટું લાગ્યું હતું તેના કરતાં મનહરને વિશેષ ખોટું લાગ્યું હતું. અને તેના મનને એમજ નક્કી થયું કે પરદેશ જવું પઇસા પેદા કરવા અને લેણદારોનાં દેવાં ચુકવવાં, નહિ તો લોકોમાં આબ-રૂના કાંકરા થઇ જશે. તેમ ધારી તેણે પરદેશ જવાનું નક્કી કર્યું હતું, મેનાબાઇ પણ લગ્ન થયા પછી તુરત પોતાના સાસરેજ રહેવા લાગી હતી તેથી મનહરે પોતાની સ્ત્રીને કહ્યું કે હું થોડા રોજમાં સ્ટીમર મારગે પરદેશ જવાનો છું માટે તું ચિન્તા માત્ર દુર કરી આનંદથી રહેજે. અને મારાં માતાજીની દીવસમાં બે વખત ખબર કાઢતી રહેજે, તેમનું કામ હોય તે ખુશીની સાથે બજાવી લેજે. આ પ્રમાણે કહ્યું એટલે મેના બોલી–મારા શીરના મુગટ હું તમને કેમ મારા આગળથી દુર થવા દઉં જ્યાં તમે ત્યાં હું અને જ્યાં હું ત્યાં તમે તમારે માટે આ દેહ આ દુનીયામાં પેદા થઇ છે તો પછી આપ દુઃખ ભોગવો અને હું અહિ સુખે રહું એ શું શોભે? માટે વ્હાલા તે તો શોભેજ નહિ હું આપની અર્ધાંગના છું. હું આપના ચરણની દાસી છું હું તો આપની નોકર છુ. આપના દુખે દુઃખી છું અને આપના સુખે સુખી છું, માટે પ્યારા ગમે તેમ કરી મને તો સાથેજ રાખો

આ પ્રમાણે કહ્યું એટલે મનહર બોલ્યો વ્હાલી તું ધીરજ રાખ, ધીરજના ફળ મીઠાં છે, તું મ્હારી સાથે આવા નાહક શા માટે દુખી થાય છે? હું તને ત્યાં મારૂં નક્કી થયા બાદ જરૂર બોલાવીશ. પરંતુ સાથે લઇ જાઉ એ તો બનેજ નહિ. હું ત્યાં એકલો હોઉ તો ગમે તે યુકિત કરી પેદા કરવાનો રસ્તો શોધી કાઢું પરંતુ જો કદાચ તું સાથે હોય તો મ્હારા જીવ ત્હારામાં ને ત્હારામાંજ રહે તને જોઇને મારાથી નોકરી થાય નહિ તેમ ધંધો પણ થાય નહિ અને ઉલટો નાની ઉમરમાં ખરાબ થાઉં તેના કરતાં ત્યાં ઠેકાણું પાડયા પછી બોલાવું તો શું તને હરકત છે? જો તને ઠેકાણું પાડયા પછી ન બોલાવું તો મને તારા સોગન છે જા જરૂર બોલાવીશ હું જે શબ્દો કહું છું તે ખરાજ કહું છું માટે તું મને ખુશીથી જવા માટે રજા આપ અને આનંદથી જવા માટે કહે કે કોઇ જાતની હરકત આવે નહિ.

આ પ્રમાણે કહ્યું એટલે મેના જરા વિચાર કરવા લાગી કે આ જે વાકયો કહે છે તે બરાબર કહે છે હું કદાચ હાલ તેમની સાથે જાઉં તો કોઇ પણ જાતના ઉદ્યમનું નક્કી થાયજ નહિ અને પાછળથી નાહક પસ્તાવવું પડે તેના કરતાં મને તે પછી બોલાવે અને હું જાઉ તેના જેવું એકે નહિ એમ વીચાર ધારી બોલી વારૂ પ્રાણનાથ વચન આપો કે મારૂં ઠેકાણું પડયા પછી તને જરૂર બોલાવીશ આ સાંભળી મનહર બોલ્યો વ્હાલી આ માહારે કોલ છે કે મ્હારૂં ઠેકાણું પડયા પછી તુને ન બોલાવું તો હું વચનનો જુઠો છું એમ સમજવું આ પ્રમાણે મનહરે વચન આપ્યું એટલે મેના બોલી પ્રાણનાથ આપ ક્યારે અને કયે દહાડે પ્રદેશ જવું ધારો છો અને કયે પ્રદેશ જશો તે કહેશો. મનહર બોલ્યો વ્હાલી

હું પરમ દીવસે જવું ધારૂં છું સાંજના સ્ટીમરમાં બેશી રવાના થઇશ હું પેરીસ પણ જવા ધારૂં છું મને એમ ખબર પડી છે કે પેરીસમાં સારો ધંધો ચાલે છે તેમજ ત્યાં સુઘડતા સફાઈ વિગેરે સારૂં છે તેથી તબીઅત પણ સારી રહેશે અને રોજગાર પણ સારો ચાલશે બોલો તમારી શું ખુશી છે મેના બોલી પ્રાણનાથ એ આપનું કહેવું સત્ય છે પેરીસ જેવું દુન્યામાં સુઘડતાવાળું અને સ્વચ્છતાઇવાળું શહેર કોઇ નથી ત્યાં વ્હેપાર પણ સારો ચાલે છે એવું હું સેહેજ સેહેજ જાણું છું વ્હાલા આપ ખુશીથી જાવ મ્હારી તરફની આપ કોઇ વાતે ચિન્તા રાખશો નહિ આપ ત્યાં જઇ આપના વ્હેપારની વૃદ્ધિ કરો જય મેળવો આનંદ કરો અને તુરત સારા પ્રસંગે આ વ્હાલીને વચનની ખાતર તે તરફ તેડાવજો જો જો વ્હાલા ભુલતા નહી. વ્હાલા પોહોચ્યા પછી પોહોચ્યાનો પત્ર તેમજ ઠેકાણાનો ખુલાસો લખી જણાવજો કે પત્ર લખવાને વાંધો આવે નહિ, આ પ્રમાણે કહ્યું એટલે મનહર બોલ્યો વ્હાલી તું કોઇ વાતે મુંઝાતી નહિ મને કોઇ પણ વાત માટે તારે કહેવું પડશે નહિ હું સઘળું જાણું છું મેના બોલી–વારૂ પ્રાણનાથ હવે હું મારા પીતાજીને ત્યાં જાઉં છું વ્હાલા આપ પધારશો તે દીવસે સર્વના રૂબરૂ મારાથી લાજ મર્યાદા મુકી આપને મળી શકાશે નહિ તેમજ વાત સરખી પણ થશે નહિ. માટે વ્હાલા શું કહું છું આ દાશીને આપની તરફ બોલાવવા ચુકશો નહિ આ પ્રમાણે કહ્યું એટલે મનહરે તેનો હાથ પોતાના હાથમાં લઇ મોઢે લગાડી કોકી કરી અને પોતાનો પ્યાર દેખાડયો બાદ થોડોક વખત થયો એટલે મેના પોતાને પીયેર ચાલી ગઇ પછી મનહરલાલ પોતાની માતા પાસે આજ્ઞા લેવા આવ્યો તો તેની માતાએ તેને ડરતાં ડરતાં મુસીબતે આજ્ઞા આપી અને બે હજાર રૂપિઆ ખર્ચ સારૂ આપ્યા અને પોતાની પાસે ફકત

એક હજાર રૂપિઆ એક વર્ષ ખોરાક ચાલે એટલાજ રહ્યા ત્રીજે દીવસ થયો સાંજ પડી એટલે મનહરલાલને તેની બ્હેન સંતોકે કંકુનો ચાંલ્લો કર્યો અને ચોખા ચોઢયા મનહરલાલે પોતાની ટ્રંકો બીસતરો વિગેરે મજુરને બોલાવી પેક કરાવ્યું અને એક ગાડી મંગાવી ટાઇમ થઇ જવાથી બંદર તરફ જવા માંડયું મનહરલાલને બંદર સુધી વળાવવા સારૂ તેના સાસુ સસરા તેમજ તેની બેહેન તેમજ તેનો બનેવી તેની માતા તેમજ તેના બીજા કેટલાંક સગાં વળાવવા આવ્યાં હતાં સંતોકને પોતાનો ભાઇ પ્રદેશ જતો હતો તેથી આંખમાંથી પ્રેમનાં આંસુ નીકળવા લાગ્યાં તે જોઇ મનહરે સંતોકને પોતાની છાતી સરસી ચાંપી લીધી તેને અત્યંત હીમત આપી છાની રાખી મનહરની માતા ધનબાઇની આંખમાંથી પણ ચોધારે આંસુ વેહેવા લાગ્યા ટાઇમ થઇ જવાથી પોતાનો શામાન પોટર પાસે સ્ટીમરમાં મુકાવ્યો અને પોતે પણ સ્ટીમરમાં ચઢી બેઠો પોતાના સગા વાહલાઓને દુરથી પગે લાગવા માંડયો અને આવજો આવજો ના પોકાર થવા લાગ્યા પછી તેના સગાઓ સ્ટીમર ઉપડયા પછી ઘર તરફ રવાના થયા.

---

## પ્રકરણ ૫ મું.

---

### મનહરલાલનો પ્રદેશ.

#### દોહરો.

મન થકી મનહર ગયો પ્રેમ થકી પરદેશ,
ત્યાં જઇ ઝટ ફાવીયો પત્ર પાઠવ્યો દેશ.

**મ**નહરલાલ લગભગ એક મહીને પેરીસમાં આવી પહોંચ્યો પેરીસમાં મનહરલાલને કોઇ ઠેકાણે પીછાંન નહોતી અને તે પહેલ

વહેલોજ પેરીસ આવ્યો હતો મનહરલાલની ઉંમર લગભગ વીસ વર-સની હતી. એટલે ભરજુવાનીમાં હતો મનહરલાલ પાસે ફક્ત એક હજાર રૂપિયા સીલીકમાં રહ્યા પેરીસ શહેરનું ખરચ હદથી જાદે હતું ગરીબાઇ મુજબ જમે તો પણ દરરોજ બે પાઉન્ડ ખર્ચ ઉપડે તેમ હતું તેથી તેને ચિંતા અતિશય થવા લાગી કે ફક્ત મારી પાસે માસ દોઢ માસ સુધી ચાલે તેટલાં નાણાં છે જો માસ દોઢ માસમાં સઘળા પૈસા વપરાઇ જશે અને કાંઇ પણ ઉદ્યમ હાથ નહિ લાગે તો મહા મુસીબતનું કામ છે ઘેર પત્ર લખું તોપણ કોઇ મોકલી શકે તેમ નથી અને પારકા પરદેશમાં નોકરી એકદમ મેળવવી તે પણ બનવું મુશકીલ થઇ પડશે માટે જેમ બને તેમ કાંઇ પણ ઉદ્યમનો પ્રયાસ કરવો જોઇએ નહિ તો મહા મુસીબતમાં આવી જઈશ. એમ ધારી પોતે બજારમાં દરરોજ જવા માંડયું બજારમાં સર્વ વસ્તુઓ જોઇ દરેક વ્હેપાર જોયો તેમાં તેને સર્વથી ઉત્તમ મોતીનો વ્હેપાર લાગ્યો તેથી તેણે ખરીદવા માટે પુરતું ધ્યાન રાખ્યું. કેટલાક ઝવેરીઓથી પીછાન કરી મોતીનો ધંધો શીખ્યો પોતે ચંચળ હતો તેથી મોતીનો ધંધો સહેલાઇથી શીખી શકયો અને મોતીની પરીક્ષામાં પહેલે નંબરે કહેવાવા લાગ્યો પેરીસ પહોંચ્યા પછી પંદર દિવસમાં મોતીનાં ધંધામાં બરાબર મા-હેતગાર થઇ ગયો અને પોતાની પાંસે પાંચસો સાતશો રૂપિઆ વધ્યા હતા તેમાંથી ધંધો કરવા લાગ્યો. પંદર દિવસ આવ્યાને થયા નહોતા એટલામાં તો કોઇ ગરીબ માણસ લુગડાની ચીંદડીએ વીટેલા બે મોટા અને બે નાના મોતીના દાણા લઇ તેની પાસે આવ્યો તેમાં મોટા બે દાણા તેની ધ્યાનમાં બરાબર બેસી ગયા અને તેને પોતાના દેશમાં હજાર રૂપિયા ઉપજશે એમ ધારી પોતે સો રૂપિયામાં ખ-રીદી લીધાં પછી પોતે મોટા બે દાણા રહેવા દઇ નાના બે દાણા

જે હતા તે વ્હેપારીઓમાં વેચ્યા તેના તેની પાસે બસો રૂપિયા આવ્યા એટલે તેને છાતીમાં હીંમત આવી પછી બે દાણા જે મોટા વધ્યા હતા તે દાણા દેશમાં મોકલવાનો વિચાર કર્યો અને પોતાની માતા તથા બ્હેનને પત્ર લખવો તેમજ પોતાની સ્ત્રીને પણ પત્ર લખવો એમ ધારી નીચે પ્રમાણે પત્ર લખવો શરૂ કર્યો.

વ્હાલાં માતુશ્રી તથા બ્હેન સંતોક વીગેરે—

હું ખુશી આનંદમાં છું મોતીનો વહેપાર કરવો શરૂ કર્યો છે. બીજું મેં મોતીના બે દાણા સાથે એન્ગી કરી મોકલ્યા છે તેના આશરે તમને હજાર અગર બારસો રૂપિયા ઉપજશે તો તે ઉપજાવી લેશો અને તમારા ખર્ચમાં જોઇએ તેમ લેશો બીજું બહેનને મારી વતી બોલાવજો કાગળ લખો તો નીચેને સરનામે લખજો, મોતી પહોંચ્યાનો જુવાબ તુરત લખજો. લી. આપનો બાળક.

મનહરના પ્રણામ.

ઠે. ઝવેરી બજાર પેરીસ.

વારૂ માતાજીને પત્ર લખ્યો, હવે મારી વહાલીને પણ પત્ર લખવો જોઇએ એ માંછલી જળ વિના તરફડતી હશે એ ચાંદની ચાંદા વિના ચમકતી હશે. એ કુમળો ગુલાબનો છોડ હું માળી વિના કરમાઇ જતો હશે ટુંકમાં મ્હારી વહાલી તદન બ્હાવરી બની ગઇ હશે માટે લાવ તેને પણ પત્ર લખી શાંત કરૂં.

વહાલી—

તારો પ્યારો પતિ અહી આનંદમાં છે ઝવેરાતનો વહેપાર શરૂ કર્યો છે તેમાં વિશેષે કરી મોતી ખરીદવા ઉપર મારૂં ધ્યાન વધારે છે અહીં મોતી ખરીદવાથી સારો નફો મળે તેમ લાગે છે હાલમાં થોડોક માલ ખરીદયો છે તેમાંથી બે મોતી સારાં જોઇ મારાં માતુશ્રી

તરફ એન્ગી કરી મોકલ્યાં છે અને તેમના ઉપર પણ પત્ર લખ્યો છે તું તેમની પાસે જતી રહેજે તેમનું કામ કરતી રહેજે અને તેમની આજ્ઞામાં રહેજે વહાલી હું તને હાલ બોલાવત પરંતુ હજુ પુરતી રીતે સગવડ થઇ શકી નથી તેથી તને બોલાવવાનું જરા મોકુ રાખ્યું છે ઠેકાણું પડયા પછી તુરત બોલાવીશ તું કોઇ વાતે મુંઝાઇશ નહિ હાલ એજ.

લી. તને હૃદયથી

ચાહનાર

**તારા પતિ મનહરના સલામ.**

ઠે ઝવેરી બજાર પેરીસ.

આ પ્રમાણે બન્ને પત્ર અને મોતીની એન્ગી તૈયાર કરી પોસ્ટમાં ગયો બન્ને પત્ર અને એન્ગી પોતાના દેશ તરફ રવાના કરી પોસ્ટથી પાછો વળ્યો પોતે મકાન નહોતું રાખ્યું તેથી એક સારૂં મકાન મલાઝાવાળું દર મહિને સો રૂપિયા ભાડું કરી રાખ્યું અને ત્યાં બ્રાહ્મણ રાખી રસોઇ કરાવી જમવાનો ઠરાવ કર્યો હતો. લગભગ એક મહીનો થયો એટલે તેને મોતીના વેપારમાં બીજા ૨ હજાર રૂપિયા મળ્યા જેથી પઇસા તરફનું દુ:ખ તો તેનું જતુંજ રહ્યું પરંતુ ઘર આગળ તેના પિતાજીનું પોણો લાખ રૂપિયાનું દેવું હતું તેથી તેને જરા જરા ચિન્તા હતી પણ તેના હૃદયમાં હિંમત હતી કે થોડીક મુદતમાં તે દેવું કાપી નાંખુ છું અને પ્રભુ કૃપાથી મુંડી પણ જમા કરૂં છું અને મારા દાદાની જેવી આબરૂ હતી તેવી દુનિયામાં આબરૂ કાઢું છું પરન્તુ તે સર્વ કરવું પરમકૃપાળુ પ્રભુના હાથમાં છે. પેરીસ શહેરમાં જ્યાં સુધી દર મહીને હજાર પેદા કરે ત્યાં સુધી એક પાઇની પણ પોતાની પાસે મુંડી થાય તેમ નહોતું કારણ કે

પોતે પોતાની સ્ત્રી, ઘરનું ભાડું, પરચુરણ ખરચ વિગેરે મળી લગભગ દર મહિને એક હજારમાં જરાપણ ઓછું થાય તેમ નહોતુ છતાં પણ હિંમતવાન મનહર હીંમત રાખી ખુશીની સાથે ત્યાં રહેવા લાગ્યો. અને ધમધોકાર પોતાનો વહેપાર ચલાવવા લાગ્યો.

એક મહીનો થયો એટલે ઉપર લખેલા બંને કાગળ ધનબાઈને ત્યાં આવ્યા અને બેન્ગી પણ આવી તે ઉપરથી ધનબાઈ એમ સમજી કે આ બેન્ગી શાની હશે! કાગળમાં શું લખ્યું હશે! તે વીગેરે જાણુવાને અધીરી બની ગઈ હતી ધનબાંઈએ પોતાનો કાગળ ત્વરાથી ફોડી સઘળાની ખબર વાંચ્યો વાંચીને સઘળાનો શોક દુર થયો અને હર્ષ ઉત્પન્ન થયો. મેનાબાઈએ પણ પોતાના પતિનો પત્ર સાસુથી દુર જઈ ચુપકીથી વાંચી લીધો અને સારા સમાચાર હતા. તેથી આનંદ માનવા લાગી. પરંતુ મોડું તેડાવવાનું લખ્યું હતું તેથી તેને ચિન્તા થવા લાગી અને તેડાવવા માટે હાલને હાલ કાગળ લખું એમ વિચાર ધાર્યો ધનબાઈએ પણ કાગળ વાંચી રહ્યા પછી બેન્ગી તોડી તો તેમાંથી લખવા મુજબનાં બે મોતી નીકળ્યાં તે મોતી માટે તેને વિચાર થયો કે અહિં મારા ઘરમાં આ મોતી વેચી આપે તેવું કોઈ નથી માટે આ મોતી હવે મારે કોની પાસે વેચાવવા એ માટે એને ઘણીજ ફીકર થવા લાગી. અને છેવટે એગ વિચાર બર લાવી કે આ મોતી ધીરજલાલ શિવાય કોઈ વેચી આપી શકે તેવું નથી માટે ધીરજલાલને કહી તેમનાજ હાથે મોતી વેચાવવાં એમ વિચાર બહાલ રાખ્યો. મેનાબાઈએ પત્ર વાંચ્યા પછી પોતાના પતિને પોતાને જલદી બોલાવવા સારૂં પત્ર અને કવિતા લખવી નીચે પ્રમાણે શરૂ કરી

વ્હાલ વિયોગી.

વૈદરભી વનમાં વલવલે, એ નારી—એ રાહ.

નાથ મુકી ગયા એકલી, દાશી ઝુરી મરે પ્રાણ,
માટે તેડાવોને કંથજી, એકલડાં જાએ છે જાન— નાથ ૧
વિયોગથી રીબાઉછું, નાથ બોલાવો હાલ,
એકલડાં ગતનું ન'હી, કેમ ભુલી ગયા વ્હાલ— નાથ ૨
વિખ સમાં દશ લાગે છે, નથી સુઝતું કાંય,
આપ વિના પ્રાણ જાય છે, લાગે દિલડામાં લ્હાય-નાથ ૩
ભોજન ભાવે નહિ મુજને, પાણિ લાગે છે કાળ,
વસ્ત્ર લાગે છે અળખામણા, કોને પુછું હું ભાળ—નાથ ૪
પરણ્યા હતા મુને પ્રીતથી, યાદ લાવો ને નાથ,
ચોરી મહી હાથ ઝાલ્યો તો. આવું ભીડાને બાથ-નાથ ૫
દુર જઇ દુશમન દીસો, એ શું ઘટીત કહેવાય,
ભુલી ગયા મુને તનથી યાદ લાવો જ રાય— નાથ ૬
દશ દાવા, નળ દેખું હું, નથી ચેન જરાય,
અંગમાં ભભુકા ઉઠે છે, દીલ દહાડી દુખાય- નાથ ૭
પઇસો ટકો નથી માગતી નથી સોનાની આશ,
ચાંદી તો નવ માગુ મુખે માગુ ભેટવા ખાસ- નાથ ૮
આપ વિના અન્ન વસ્તુ છે, સઘળી વિખ સમાન,
અમૃતસમ મુને આપ છો સાક્ષી દેવ છે પ્રાણ- નાથ ૯
ચકોરી ચંદ્રને ચાહાય છે, ચંદ્ર નવ ધરે ધ્યાન,
ચકોરી એકલી શું કરે ઉર લેજો આ ધ્યાન- નાથ ૧૦

જંપ નથી જરા દિલમાં, આપ વિના એ નાથ,
દયા જરા દિલ લાવીને લખી રાખોને સાથ- નાથ ૧૧
વાયુ વ્યાપ્યો છે આ દેહમાં આપ વિના અથાગ,
દવા નથી વૈદ્ય પાસે તે, પ્રેમ વાયાનો નાથ- નાથ ૧૨
એકાંતમાં કદિ આપણે, નથી મળીયાં એ પ્રાણ,
મોડું બોલાવવાને લખો, એથી દુખાયે જાન- નાથ ૧૩
વચન કેમ વેગળું કરી, ખોટી ભાખો છો વાત,
એકલા મુકતા નવ ડર્યા, થાશે પળ માંહી ઘાત- નાથ ૧૪
તમે મને બોલાવો વહાલથી, પ્યારા પ્રીતેથી પાસ,
એવી અરજ હું ભાખું છું વહાલા મળવાને ખાસ-નાથ ૧૫
સગાં નથી પ્યારાં લાગતાં, વ્હાલા લાગો છો નાથ;
સઘળે અંધારૂં દેખાય છે, વિના તમ સ્વામીનાથ-નાથ ૧૬
મન મ્હારૂં મુંઝાય છે, પ્યારા મળવાને કાજ;
હેત થકી બોલાવીને, વિનંતી સ્વીકારો આજ- નાથ ૧૭

વ્હાલા વિશેષ શું લખું! ટુંકમાં આપ સમજીજ જશો પ્યારા આપે મને વચન આપ્યું હતું કે હું ત્યાં જઇ તમને જરૂર બોલાવીશ છતાં તમો લખો છો કે હજી થોડા દીવસની વાર છે. એમ લખો છો તેથી મારૂં દીલ દુઃખાય છે મારૂં મન મુંઝાય છે પ્યારા આપના વિના આખા શહેરમાં હું આકુળવ્યાકુળ ફરૂં છું. તમારા વિના એક પળ પણ મને ચેન પડતું નથી. આપ મને જલદી બોલાવવા ને નહિ લખો તો આ પ્રાણ દેહમાંથી ચાલ્યો જશે! માટે પ્યારા આપ કાંઇ એવા નિર્દય નથી કે મને તમે દુખી કરશો! મને આપની ખાસ ખબર છે કે આપ મને જરૂર આપની સેવામાં બોલાવશો વ્હાલા ટુંકમાં એટલુંજ લખું છું કે મને આપ સ્વામી

વિના એક પળ પણ આ દુનીયામાં રહેવું ગમતું નથી માટે તુરત લખી બોલાવશો એજ.

લી. વિયોગી દાસી
**મેનાના પ્રણામ**

આ પ્રમાણે પત્ર લખી તૈયાર કર્યો પછી પોતાની સાસુ ધનબાઇ પાસે ગઇ અને બોલી સાસુજી આપને પત્ર લખવો હોય તો મને લખી આપો કે હું મારા પત્રના ભેગો બીડી તેમનાપર મોકલાવું આ પ્રમાણે કહ્યું એટલે ધનબાઇ બોલી બેટા મેના તું કાગળ નાંખવાની છે જો નાંખવાની હોય તો હું પણ લખી આપું છું તે તું તારા કાગળના ભેગો મોકલાવજે, એમ કહી ધનબાઇ નીચે પ્રમાણે કાગળ લખવા માંડ્યો.

નવિનનગર તા.

**વહાલા પુત્ર મનહરલાલ મુ. પેરીસ**

ભાઇ તમારો પત્ર તથા બે મોતીની બેંગી એક મોકલી તે પહોંચી છે અમારી તબીયત આનંદમાં છે બહેન પણ ખુશીમાં છે તું મોતી તથા ઝવેરાતનો વહેપાર કરવા લાગ્યો છે તેથી મને આનંદ થાય છે. ભાઇ જે ધંધો કરે તે જોઇ વિચારીને કરજે, જે પગલું ભરે તે વિચાર કરીનેજ ભરજે. તું સમજુ છે એટલે વધારે લખવું પડે તેમ હું ધારતી નથી; તોપણ ઉપર પ્રમાણે લખ્યું છે તેમ વર્તજે અને હરઘડી ખુશીની ખબર મોકલતો રહેજે હાલ એજ.

લી. તારી વહાલી માતા
**ધનબાઇના આશિર્વાદ.**

ધનબાઇએ ઉપર પ્રમાણે પત્ર લખી પોતાના દીકરાની વહુ મનાને આપ્યો તે પત્ર, અને મેનાએ લખ્યો હતો તે પત્ર બન્ને

એક પરબીડીઆમાં ઘાલી, તેણે ટપાલમાં નાંખ્યો અને પોતાને પીએર ચાલી ગઇ. મેના પોતાનો પતિ પરદેશ હતો, તેથી ઘણીજ મુંઝાતી હતી અને ધારતી હતી કે મારો કાગળ તેમને કયારે મળશે અને તે મને તેમની સેવામાં બોલાવશે કે હું અહીથી જાઉં એમ ધારતી હતી તેને આખો દીવસ કોઇ પણ ઠેકાણે ચેન પડતું નહિ તેથી પોતાની નણુંદ સંતોકની પાસે જઇ બેસતી સંતોક પણ પોતાનો ભાઇ પરદેશ ગએલો હોવાથી હર ઘડી ઉદાશમાં રહેતી વળી તેની ભોજાઇ તેની પાસે આવતી ત્યારે જરા આનંદમાં રહેતી વળી તેની ભોજાઇ ચાલી જતી ત્યારે ઉદાસમાં બેસતી અને તેને હરદમ પોતાનો ભાઇ યાદ આવતો.

---

## પ્રકરણ ૬ ઠું.

---

### દોહરો.

પ્રીત થકી પધારીયા પ્રીતે મનહર પાસ;<br>
ધીરજલાલ ને મેના થઇ, ગયાં પ્રીતથી ખ.સ. ૧<br>
ધન કમાયો ધૈર્યથી, ખુશી થયા સઉ ખાસ;<br>
પ્રીત થકી પાછા વળ્યા, આવ્યા માતા પાસ. ૨

એક દીવસ એવો બનાવ બન્યો કે મેનાબાઇને પોતાના પતિના વિયોગને લીધે પોતાની નણુંદ સંતોક પાસે સંતોકના સાસરે આવી હતી સંતોકનો પતિ ધીરજલાલ ઘણોજ ડાહ્યો તેમજ વિવેકી હતો તેથી પોતે તેને ઘણુજ આદરસત્કારથી બોલાવતો પોતે કોઇ પણ માણસને એક પણ ટુંકારો કે ઉંચા સ્વરથી બોલતો નહિ

પરંતુ જરા ખરા બોલો હતો એટલે તેને જરાપણ જુઠ પસંદ પડતી નહોતી. તેથી ખોટી બીના ઉપર તેનો સ્વભાવ જરા ગરમ રહેતો હતો ધીરજલાલ ભણેલો ગણેલો વિદ્વાન હતો તેને કોઇ પણ જાતનો જરાપણુ અભીમાન ન હતો તે સરકારી નોકરી કરતો હતો, તેમાં તેને દર મહીને ખરચ જોગ પંચીસ રૂપિયા મળતા હતા તેમાં તેના ઘરનું ગુજરાન નભતું હતું, તેને સંતોકની સાથે ઘણી સારી રીતે બનતું હતું બન્ને જણુ પવિત્ર હતા સંતોક પતિવ્રતા ધર્મ પાળતી હતી ધીરજલાલ પણુ તેમજ પાળતો હતો.

એક દિવસ એવો બનાવ બન્યો કે મેના ધીરજલાલને ત્યાં સંતોક પાસે હદથી જાદે રોવા બેઠી હતી તે ઉપરથી ધીરજલાલે પુછ્યું મેના તું શા કારણુથી રડે છે? મેનાએ નરમાશથી જવાબ આપ્યો ધીરજલાલ મને તમારા સાળા જ્યારના પરદેશ ગયા છે ત્યારનું કાંઇ ચેન પડતું નથી મારો જીવ ગભરાય છે અન્ન પાણી પણુ ભાવતું નથી અને હું આખો દીવસ બેચેન રહું છું કોણુ જાણે મને કાંઇ પણુ વસ્તુ વહાલી લાગતી નથી, તેમનો વિયોગ મને સહન થતો નથી તેમના વિયોગથી હું ઝુરી મરૂં છું. આ સાંભળી ધીરજલાલ બોલ્યો મેના તમે ગભરાશો નહિ મરદ છે તે પરદેશ ગયા તેમાં શું થઇ ગયું મરદ તો હજારો ઠેકાણે જાય તે બાબતનો મનમાં શોક લાવવો નહિ, મનહરલાલ કાંઇ એવા અણુસમજુ નથી કે તેમનું ઠેકાણું પડે અને તમને ના બોલાવે સમજ્યા મને તો ખાત્રી છે કે તેમનું ઠેકાણું પડશે એટલે તે જરૂર બોલાવશે, મનહરલાલને ઘર તરફની તેમજ તમારી તરફની તેમજ સઘળાની તરફની ઘણીજ ચિન્તા છે જુઓને મારી સાસુ ઉપર તેમણે બે ખરાં મોતી મોકલાવ્યાં છે. તે મોતી હું આજ વેચી આવ્યો છું તેના મને તેરસેં

રૂપિયા ઉપજ્યા છે જુઓ કે એક માસ તો થયો નથી એટલામાં તો તેરસો રૂપિયાનો નફો કાઢી મોકલાવી આપ્યો, કહો હવે તેમને સઘળી બાબતની ફીકર છે કે નહિ તમેજ બોલો મેના બોલી—તે હું બધું જાણું છું પણ મને તેમણે તેમની પાસે જલદી કેમ નહિ બોલાવી તે મને કહીને વચન આપીને ગયા છે કે હું જઇને તુરત બોલાવીશ છતાં કેમ નહિ બોલાવી હોય? મેં તેમને બોલાવવા માટે પત્ર પણ લખ્યો છે તેનો જવાબ હવે થોડા વખતમાં આવશે ત્યારે મહારા દીલને શાંતી વળશે આ સાંભળી ધીરજલાલ બોલ્યો મેના તું પણ તેવી છે ને તારી નણંદ પણ તેવી છે તું પણ હર ઘડી રોઇ જાય છે અને તે પણ હર ઘડી રોઇ જાય છે; તમો કેવાં અધીરાં માણસ છો કે તમારાથી જરા પણ કાંઇ સહન થઇ શકતું નથી. ધીરજ રાખો. સબુરી પકડો, સઉ સારાં વાનાં થશે; ધીરજનાં ફળ મીઠાં છે, ધીરજ રાખવાથી પ્રભુ સહાય થાય છે. મેનાને રડતી જોઇ સંતોક પણ રડવા મંડી પડી તે જોઇ ધીરજલાલથી ન ખમી શકાયું તેથી ધીરજલાલ બહાર ફરવા ચાલ્યો ગયો પછી બન્ને જણાં પોતાની મેળેજ છાનાં રહી ગયાં, પછી સંતોક બોલી—

ભાભી, તમે મુઝાશો નહિ આપણે કાગળ લખ્યો છે તો તે કાગળનો જવાબ જલદી આવશે જો તમને તેડાવવાનાં હશે તો આપણો કાગળ પહોંચશે એટલે તુરત તાર મોકલશે એ કાંઇ એવો નીર્દય નથી કે તમને દુભે, ભાભી મારા ભાઇ ઘણાજ ભલા છે તેમના પેટમાં જરાએ કપટ નથી. આ પ્રમાણે કહે છે છતાં પણ મેનાની આંખમાંથી આંસુ તો વહેતાંજ હતાં, તેના મુખ ઉપર તદન ઉદાસી છવાઇ ગઇ હતી તેનું મુખ તદન કરમાઇ ગયું હતું,

તેથી સંતોકે તેને આ બધી વાત વિસારે પાડવા સારૂ પેલા મોતીના આવેલા રૂપિયા લઇ પોતાની મા પાસે જવા કહ્યું. પછી બન્ને જણુ ધનબાઇ પાસે તાબડતોબ આવ્યાં. સંતોકે પેલા મોતીના ઉપજેલા તેરસો રૂપિયા પોતાની માતાને આપ્યા. ધનબાઇએ તે રૂપિયા પટારામાં મુકી દીધા અને તેઓની પાસે આવી અને બોલી બહેન સંતોક આ મોતી ધીરજલાલે વેચી આપ્યાં? બાઈ તો હજાર બારસો ઉપજશે એમ લખતો હતો પણ તેરસો રૂપિયા ઉપજ્યા વાહ ધીરજલાલ પણુ હુંશીયાર છે ધીરજલાલ નોકરીનું કામ કરે છે છતાં પણુ વહેપારના કામમાં ઘાપ ખાય તેવા નથી, ચાલો તેરસો રૂપિયા છે તે હમણાં મારે ખર્ચમાં ચાલશે વળી આગળ જોશે તો તે મોકલી આપશે. બહેન સંતોક ભાઇને કાગળ લખે આજ મહીનો થવા આવ્યો છતાં કેમ કાંઇ જણાતુ નથી; હાલમાં તેનો કાગળ કેમ બીલકુલ નથી. આ પ્રમાણે ધનબાઇ સંતોક અને મેના ત્રણે જણુ વિચાર કરતા હતા.

પણુ મનહરલાલને મોતીના વહેપારમાં લગભગ ચાર માસમાં પાંચ હજાર રૂપિયા મળ્યા તેથી મનહરલાલ આનંદમાં રહેતો હતો એક દીવસ મનહરલાલ પોતાના ભાડે રાખેલા ઘરમાં પાન સોપારી ખાતો હતો તેવામાં તેને આગલે દીવસે બજારમાં સાંજની વખતે કાગળ મળ્યો હતો તેથી તેણે તે કાગળ રાતના વખતને લીધે ખુંજામાં ઘાલ્યો હતો, તેથી તેણે તે વખતે વાંચવા માંડયો હતો. કાગળ વાંચી તેને ઘણો આનંદ થયો તેની સ્ત્રીનો કાગળ વાંચ્યો એટલે તેને યાદ આવ્યું કે ખરી વાત છે કે ગમે તેમ કરી તેને હાલને હાલ બોલાવવી જોઇએ કારણુ કે હું તેને વચન આપીને આવ્યો છું વળી તે કાચા દીલની છે તેથી તે ગભરાતી હશે માટે હા-

અને હાલ તાર મુકી બોલાવવી એજ સારૂં છે એમ ધારી એક તાર લખી તૈયાર કર્યો અને બજાર તરફ જવા લાગ્યો બજાર જઇ તેણે મેનાના પીયેર તાર મુકયો.

તાર મુકયા પછી મનોહરલાલ પોતાના વહેપારના કામમાં સામેલ રહ્યો મનહરલાલે આજ હીરા, માણેક, મોતી અને બીજું પરચુરણ જવાહીર મળી બે હજાર રૂપિયા રોકડા આપી માલ ખરીદયો હતો. આ માલમાં તેને સર્વ રૂપિયાની ખાદ પડી હતી. ખાદ પડવાનું કારણ વેચનાર માણસે માલ બતાવ્યો હતો ચોખો અને તેને આપ્યો જુડો વેચનારે તેની રૂબરૂ તેણે બતાવેલા ખરા માલની એક બેન્ગી સીલ કરીને રહેવા દીધી અને તેવી ને તેવી તેણે બીજી એક બેન્ગી ખોટા માલની પણ તઇયાર કરી. પછી બે હજાર રૂપિયા અમુક દીવસે આપવા એમ નક્કી કરી ખરી બેંગીના સાટે ખોટા માલની બેંગી મનહરલાલને એક આહકે આપી તે બેન્ગી મનહરલાલે પોતાના ઘરમાં સાચવીને મુકી રાખી. કારણ કે તે બેન્ગી સીલ કરેલી હતી એટલે રૂપિવા પુરા ભરાય અને જે દીવસનો વાયદો હોય તેજ દીવસે ખોલાય તેથી તેણે તે બેન્ગી સંભાળથી રાખી મુકી.

આ પ્રમાણે આ બેન્ગી માટે મનહરલાલને ઠરાવ થયો એટલામાં મનહરલાલનો મુકેલો તાર નવિનનગર મેનાબાઇના પીએર જઇ પહોંચ્યો મનહરલાલે મુકેલો હતો તે તાર મેનાબાઇને મળ્યો તાર વાંચી મેનાબાઇ હર્ષ પામવા લાગી અને પોતાનો સામાન પેક કરવા મંડી પડી હર્ષમાં ને હર્ષમાં પોતાનો સામાન પોતે જલદીથી પેક કરી નાખ્યો પછી પોતાના માતા પાસે ગઇ અને બોલી માતાજી મારા પતિનો તાર આવ્યો છે તે જો મને ત્યાં બોલાવે છે માટે હું આજની ટ્રેનમાં જઇશ. માતાજી તમારી આજ્ઞા હોય તો

જાઉ તેની માતા બોલી બેટા ખુશીથી જા. તારો પતિ તને બોલા-
વશે તો પછી અમારાથી તને કેમ રોકી શકાશે બેટા ? ખુશીથી
જા અને તારા પતિના સુખ દુ:ખમાં જલદી ભાગ લે અને સુખી
રહે. બેટા તું એકલી શી રીતે જઇશ ? અત્યારે હાલ કોઇ માણસ
નથી નહિ તો તારી સાથે જરૂર મોકલું ગુમારતા વિગેરે પોત પો-
તાને ઘેર ગયા છે તે સાંભળી મેનાબાઇ બોલી માતાજી તમે બેફી-
કર રહો; મને એકલીને ઘણી ખુશીની સાથે ત્યાં જવાની હિંમત
છે હું કાંઈ એવી ભોળી નથી કે છેતરાઇ જાઉં મારૂં દીલ ચોકખું
છે તો સઘળા જખ મારે છે. માતાજી મારી સાથે કોઇ પણ મા-
ણસ મોકલવાની જરૂર નથી હું મારી હિંમતથી એકલી ચાલી જઇશ
તમે મારે માટે બીલકુલ ચિન્તા તજીજ દેજો હું ત્યાં પહોંચીશ
કે તુરત તમને તારથી જવાબ આપીશ. હું મારા પતિ ઉપર
હાલ તાર મુકુ છું અને તેમને જણાવું છું કે આજ નીકળી તમારી
તરફ આવું છું માતાજી તમે કોઇ વાતે મારી તરફથી ગભરાશો
નહિ હું મારાં નણંદ પાસે અને મારાં સાસુજી પાસે જાઉ છું.
તેમની પણ આજ્ઞા મેળવવી જોઇએ તેમની આશીશ લઇને જાઉં
તો સુખી થાઉં.

આ પ્રમાણે કહ્યું એટલે તેની માતા બોલી બેટા એકલું નજ
જવાય; કારણ કે દુર દેશાવરનો મામલો છે વળી પણી માર્ગે જ-
વાનું છે માટે ગમે તે માણસ સાથે લીધા વિના તો જતીજ નહિ.
આ પ્રમાણે કહ્યું એટલે મેના બોલી માતાજી મારી સાસુને પુછી
ગમે તે માણસને સાથે લઇને જઇશ. તમારૂં કહેવું સત્ય છે. આ
પ્રમાણે કહ્યું એટલે તેની માતા બોલી—બેટા જા તારી સાસુને મળી
આવ અને સત્વર તૈયાર થા આ પ્રમાણે વાત કરી હર્ષભેર હર્ષ-

ભેર પોતાની સાસુ તથા નણંદ પાસે આવી અને બોલી સાસુજી મારા પતિનો તાર આવ્યો છે અને મને ત્યાં બોલાવે છે જો આપની આજ્ઞા હોય તો હું તે તરફ જાઉં તે સાંભળી ઘેનબાઇ બોલી બેટા ખુશીથી જા. અમારી તને પુર્ણ આશીશ છે પણ બેટા કોઇ માણસને સાથે લઇ જજે એકલી જતી નહિ કારણ કે એક માસનો રસ્તો છે વળી પાણી માર્ગે જવું છે રસ્તામાં તને ઘણી અડચણ પડશે એકલી હોઇશ તો મુઝવણ પડશે. માટે માણસને લઇ જજે જોજે ભુલી ચુકી એકલી જતી એકલી જઈશ તો તું મહા મુંઝાઇ જઇશ માટે બેટા મારૂં કહ્યું માની માણસને સાથે લઇને જજે બેટા તને મારી પુર્ણ આશીશ છે જાવ ફતે કરજો આ પ્રમાણે કહ્યું એટલે મેના બોલી વારૂ સાસુજી આપની આશીશ મને ફળી ભુત થાઓ (સંતોક તરફ જોઇને) સંતોકબા હું આજની ટ્રેનમાં તે તરફ જઇશ તમારે તમારા ભાઇને કાંઇ કહેવું કરવું હોય તો મને કહેજો કાંઇ લાવવું કરવું હોય તો કહેજો સંતોકબા ,મારી સાથે હાલ કોઇ બીજું આવી શકે તેમ નથી અને સઘળાનું કહેવું એમ છે કે સાથે આદમી શિવાય દુર પરદેશ જવું . એ ઠીક નહિ માટે ધીરજલાલ મારી સાથે આવે તો શું હરકત છે? સંતોક બોલી તેમને પુછી જોઇએ તારે સમજણ પડે હા કહે અગર ના કહે તે કાંઇ મને ખબર છે? જો આવે તો ઘણી સારી વાત છે. વળી તે ત્યાં આવશે અને મારા ભાઇ ભેગા વેપાર કરશે તો સારા પઇસા પેદા કરશે જો આવે છે તો હું તેમને બે વાતો કહી તમારા સાથે મોકલાવું છું ગભરાશો નહિ ઘણું કરીને તે આવશે તો ખરાજ કારણ કે તેમને પણ દુર દેશાવર જવાનો ઘણો શોક છે માટે તે ના તો નહિજ કહે. માટે ચાલો આપણે તે તરફ જઇએ એમ કહી બને જણ તે તરફ જવા લાગ્યા. ધીરજલાલને

મળ્યા અને સંતોક બોલી પ્રાણુનાથ મારા ભાબી મારા ભાઇ પાસે પેરીસ જાય છે તો તેમની સાથે જાવ તો કાંઇ હરકત છે? આ સાંભળી ધીરજલાલ બોલ્યો કાંઇજ હરકત નથી મને કોઇ જાતની હરકત નથી આ સાંભળી સંતોક બોલી વારૂ પ્રાણુનાથ ત્યારે આપ તેમને મુકવા જાવ છો તો આપ મારા ભાઇની સાથે રહી ત્યાં વહેપાર કરશો તો ઘણા ફાવશો મારો ભાઇ તમને વેહેપારમાં બરાબર ભોમીયા કરી દેશે અને ત્યાં વેહેપાર કરશો તો આ આપણી સ્થીતી જે છે તે બદલાઇ જતાં વાર નહિ લાગે માટે પ્રાણુનાથ આપ એમજ કરો અને ખુશીથી જાવ અને આનંદ મેળવો અને ખુશીથી પધારો પ્રભુ તમને સાહાય કરશે પ્રભુની કૃપા આપણા ઉપર સારી હશે તોજ આ પ્રમાણે બનાવ બન્યો હશે. આ પ્રમાણે કહ્યું એટલે ધીરજલાલ બોલ્યો વારૂ પ્રીયા હું તેમની સાથે જઇશ પરંતુ મનહરલાલને તારથી ખબર આપવી જોઇએ કે અમે અમુક ટ્રેનમાં તમારી તરફ આવીએ છીએ તાર મુકીશું તો તે સામા લેવા પણ આવશે. આ સાંભળી સતોક બોલી હા પ્રાણુનાથ ખરી વાત છે. ભાબી આપણે તારથી ખબર આપીએ તો કેમ વારૂ? મેના બોલી માહારો પણ વિચાર એમજ છે તારથી ખબર આપવી એ ઘણું સારૂં છે પરંતુ ધીરજલાલ તમે તૈયાર થજો આજેજ આપણે રવાના થવું છે. આ પ્રમાણે કહ્યું એટલે ધીરજલાલે પોતાનો સામાન પેક કરવા માંડયો અને મનહરલાલ ઉપરનો તાર પણ લખી તૈયાર કર્યો અને બજાર જઇ તાર મુકી દીધો સાંજ પડી એટલે મેના તથા ધીરજલાલ બને બંદર ઉપર આવ્યા તેમને વળાવવાને તેમના સર્વ સગા વ્હાલા બંદર સુધી આવ્યાં હતાં મેના તથા ધીરજલાલ સ્ટીમરમાં ચઢી બેઠાં. ટાઇમ

થયો એટલે સ્ટીમર ચાલવા માંડી પછી સર્વ સગાં વહાલાં ઘર તરફ પાછા ફર્યા.

પણ મનહરલાલને ધીરજલાલનો તાર મળ્યો વાંચી ઘણોજ હર્ષ પામવા લાગ્યો. પોતે બે હજારનો ઝવેરાતનો માલ લીધો હતો તેમાં તેને બીજા બે હજાર મળે તેવું હતું તેથી એક તે તરફનો પણ તેને આનંદ હતો તેથી આનંદમાંને આનંદમાં રાત નીકળી ગઈ.

બીજે દીવસે પેલો ઝવેરાતનો માલ આવ્યો હતો તે ખોલવાનો વાયદો હતો તેથી મનહરલાલે બેગી ખોલી તો બેગીમાંથી તમામ માલ ખોટો નીકળ્યો તેથી મનહરલાલ ગભરાવા લાગ્યો અને તેને ખાત્રી થઇ ગઇ કે કોઇ ઠગ મળ્યો પોતે ઘણી ચિન્તા કરવા લાગ્યો પણ શું કરે તેમાંનુ કાંઇ વળે તેવું નહોતું તેથી લાચારી સાથે બેસી રહ્યો. ધીરજલાલ અને પોતાની પત્ની આવવાની હતી તેથી તેને ફીકર થવા લાગી કે પાસે પઇસાનો સવડ નથી અને તેઓ આવશે તો તેઓ પણ મારી જોડે દુ:ખમાં પડશે. પ્રભુ તેં એકા એક મારા ઉપર ક્યાંથી દુઃખ નાંખી દીધું! તેં મારા ઉપર આ શો જુલમ કરવા માંડ્યો છે? પારકા પરદેશમાં મારો અહિં કોણ બેલી છે! મને અહિં કોણ સાહાય કરશે વેહેપારીઓમાં હું વેહેપાર કરૂં છું તેથી મારા ઉપર રીસે ભરાએલા છે તેઓ આ વાત જાણશે તો ખુસી થશે હાય પ્રભુ તેં મારા ઉપર આ શો જુલમ ગુજારવા માંડ્યો છે હાય આટલે દુર દેશાવર આવ્યો છતાં મને સુખ નહિ મળે! પઇસા થઇ રહ્યા છે અને ઘર આગળથી બે જણ આવવાના છે. હાય હવે હું શી રીતે નીભાવીશ હું એકલો હોત તો ગમે તેમ કરી નીભાવી લેત પણ આ તો એકના બદલે ત્રણ માણસ થયાં, કાંઇ નહિં પ્રભુ

કરશે એ ખરૂં છે. પ્રભુ મને અહીં સુધી લાવ્યા છે તો મને સહાય કેમ નહિ કરે તેજ સાહાય કરશે.

આ પ્રમાણે દરરોજ વીચાર કરતો હતો બીચારાએ બજારમાં જવું પણ તજી દીધું હતું અને પોતાના દીવસો ઘણી મુસીબતથી કાઢતો હતો. લગભગ વીસ દીવસ સુધી ઘરમાંજ બેસી રહ્યો બીલકુલ વહેપાર સરખો પણ કર્યો નહિ અને પોતાના દીવસો સુખે દુઃખે કહાડયા. પોતે બજારમાં વેહેપાર કરતો હતો તેથી લોકો તેને જાણતા હતા કે મનહરલાલ ઝવેરાતનો વેહેપાર કરે છે એમ ધારી કેટલાક લોકો જુજજાજ ચીજો તેના ઘર આગળ આપવા આવતા હતા તેથી થોડી કીમતનો માલ હોતો તો તે ખરીદતો અને જુજજાજ નફો તેને મળતો અને પોતાના દીવસો નીભાવતો લગભગ એક માસ થયો એટલે ધીરજલાલને તથા તેની બઇરીને સ્ટીમરમાંથી ઉતરવાનો વખત થયો તેથી બંદર ઉપર તેમના સામો ગયો સ્ટીમર આવી એટલે તેઓને લઇ ઘર તરફ આવ્યો પરંતુ પોતે મનમાંજ ઘણોજ મુંઝાતો હતો પરંતુ શું હું આટલા દીવસ પરદેશ રહ્યો છતાં તેની પાસે એક કોડીનો પણ વધારો થયો નહોતો પોતે દેવું કરીને લાવે તેમ તો હતુંજ નહિ અને પોતાને દેવું કરવું પડે તેની મેને મોટી ચીડ હતી ઘરની અંદર અનાજ સરીખું પણ નહોતું તેથી પોતે ઘણીજ લાચારી ભોગવવા લાગ્યો તેઓના મોઢે આ પ્રમાણે વાત થઇ શકે તેમ નહોતું જો કહેતો મળી શકે તેમ હતું કારણ કે તેની બૈરી બે હજારના દાગીના પહેરીને આવી હતી પરંતુ આ મરમ તેની રૂબરૂ ફોડાય તેમ નહોતું તેથી તે બીલકુલ બોલ્યો નહિ પછી ધીરજલાલ ચતુર હતો તેથી સમજી ગયો કે મનહરલાલ પાસે પૈસા ખુટયા

લાગે છે માટે ગમે તેમ કરી તેમને યુકતી રચી પૈસા આપવા જોઇએ એમ ધારી સો રૂપિઆની નોટ તેના હાથમાં આપી એટલે મનહર-લાલ જરા મનમાં ખેંચાવા લાગ્યો અને ના કહેવા લાગ્યો પરંતુ ધીરજલાલે તેને માહાપરાણે પણ નોટ આપી એટલે મનહરલાલ બજારમાંથી સર્વ સાહીત્યો લાવ્યો ઘર આગળ પોતાની બહેરી પાસે રસોઇ કરાવી સઘળાં જમ્યાં સઘળાને ગયેલી ખાદની ખબર પડી તેથી સઘળા દીલગીર થયા. મનહરલાલે પોતાની બઇરીને ચુપકીથી કહ્યું વ્હાલી મારે ખાદ ગઇ છે. વહેપાર કરવાનું હવે સાધન બીલકુલ નથી વ્હેપાર કરૂં તો હું ઘડીકમાં પઇસા એકઠા કરૂં પરંતુ તે મારી પાસે હાલ નથી.

આ પ્રમાણે સાંભળ્યું એટલે મેનાએ સઘળા દાગીના પોતાના અંગ ઉપરથી ઉતારી આપ્યા અને તેને વેચી વેહેપાર કરવાનું કહ્યું તેથી મનહરલાલને જરા જરા હીંમત આવવા લાગી મનહરલાલ સર્વ દાગીના વેચી આવ્યો અને તેના બે હજાર રૂપિયા આવ્યા. તે રૂપિયામાંથી વેહેપાર કરવો શરૂ કર્યો પાછો ફરીથી બજારમાં જવા લાગ્યો સાથે પોતાના બનેવીને પણ બજારમાં લઇ જતો હતો અને વેહેપારથી વાકેફગાર કરતો હતો. ધીરજલાલ પણ ચકોર હતો તેથી વેહેપારના કામમાં સારી રીતે માહિતગાર થયો મનહરલાલ એકલો હતો ત્યારે તેને ફાવતું નહોતું. તેથી ધીરજલાલના આવવાથી તેને આનંદ થવા લાગ્યો પોતાની બઇરીના બે હજારનો દાગીનાના રૂપી-આમાંથી તેણે ધીરે ધીરે વહેપાર કરવા માંડયો, લગભગ બે માસમાં દશ હજાર રૂપીઆ નફાના મેળવ્યા ધીરજલાલને પણ બે હજાર રૂપીઆ બે માસમાં પેદા કરાવ્યા જેથી ધીરજલાલ ખુશ થઇ ગયો.

આ ત્રણે જણા મનહરલાલને નફો મળ્યા પછી પ્રફુલિત હૃદયથી પોતાના મકાનમાં એક રાજા તરીકે રહેવા લાગ્યા તેઓ હરદમ આનંદમાં દીવસો કાઢતા હતા. મેનાના આવ્યા પછી મનહરલાલને સારી પેદાશ ચાલવા માંડી મનહરલાલ ઘણુજ પઇસા પેદા કરતો થયો તેમ ધીરજલાલને પણ રળાવતો હતો ધીરજલાલ સાથે હતો તેથી મર્યાદા મુકી મનહરથી તેની બઇરી સાથે ખુલાસાબંધ વાતચીત થતી નહોતી તેથી એવો વખત આવતો એટલે ધીરજલાલ ફરવાનું બાનુ કાઢી બહાર જતો એટલે મનહરલાલ અને મેના હાસ્યવિનોદથી વાતો કરતા અને રાજાસામાન સુખ મનતા મેનાના આવ્યા પછી મનહરલાલ ફકત એકજ વરસ રહ્યો એક વરસમાં મનહરલાલે એક કરોડ રૂપિઆ પેદા કર્યા અને ધીરજલાલને પણ દશ બાર લાખ રૂપીઆ પેદા કરાવ્યા. તેથી ધીરજલાલ મનહરલાલનો ઘણો ગુણ માનવા લાગ્યો પોતે ગરીબ હતો અને દશ બાર લાખ રૂપિઆ મળ્યા હતા તેથી તેને તો એ નવા જન્મની માફક લાગ્યું હતું. બંને જણનું તેજ અસલ કરતાં ઘણુંજ વધી ગયું હતું. બંને જણ નરમ સ્વભાવના તેમજ ભોળા દીલના હતા. મનહરલાલને ત્યાંથી નીકળવાનું થયું હતું તેથી તે શહેરના ગરીબ લોકોમાં તેણે પૈસા વેહેંચ્યા, તેમને પેટપુર જમાડયું તેઓની આશીશ મેળવી તેથી આખા શહેરના ગરીબ લોકો તેમની જે બોલવા લાગ્યા. અને તેમને આશીર્વાદ આપવા લાગ્યા કેટલાક શેઠીઆઓ વેપારીઓ સરકારી ઓધ્ધેદારો, તેમજ શેહેરના શાહુકારો તેમને બંદર સુધી વળાવવા આવ્યા હતા. તેમને એક ઉત્તમ પારટી તથા ફુલના હાર ગોટા વિગેરે આપી તેમને હદથી જાદે માન આપ્યું. પછી મનહરલાલે અને ધીરજલાલે તેઓને

સાક્ષાત દંડવત પ્રણામ કર્યા બાદ પોતાની માતાને પોતે દેશમાં આવે છે એટલે તાર મુક્યો મેનાબાઇ પણ આ બનાવ જોઇ અતિશય હરખાવવા લાગી. તેઓ સઘળાએ ફર્સ્ટ કલાસની ટીકીટો કરાવી સ્ટીમરમાં બેઠા શહેરના તમામ લોકોને આ બેજણ પાસેથી જવું ગમતું નહોતું જો તે પોતાને દેશ જતો હતો તેથી તેમને પણ સારૂ લાગતું નહોતું મનહરલાલ તથા ધીરજલાલે સઘળા નફાના રૂપિઆની મહોરો ખરીદી હતી. તેથી મોહોરોની તીજોરીઓ પણ સ્ટીમરમાં મુકી દીધી ટાઇમ થયો એટલે સ્ટીમર ચાલવા લાગી પેરીસના શાહુકારો વીલે મોઢે શોકાતુર ચહેરે પાછા ફરવા લાગ્યા અને તેઓ ગુલાબી માણસ છે તેવી માંહો માંહે વાતો કરવા લાગ્યા અને વાતો કરતા કરતા રસ્તો કાપતા સૌ સૌ પોતપોતાને ઘેર રવાના થયા.

મનહરલાલનો મુકેલો તાર ધનબાઇને એક કલાકમાં મલ્યો અને અત્યંત પૈસો લઇ આવે છે એવી ખબર સાંભળી તેથી તેનો હર્ષ હૃદયમાં સમાતો નહોતો ધનબાઇએ તે તાર પોતાની દીકરી સંતોક પાસે વંચાવ્યો હતો સંતોક પણ ઘણોજ આનંદ માનવા લાગી હર્ષમાં ને હર્ષમાં એક માસ જલદી વીતી ગયો એક માસ પુરો થયો એટલે સર્વ સગાવહાલાઓ તેને બંદર ઉપર સામા વધાવી લેવા સારૂ ગયા હતા, સ્ટીમર આવી ઉભી રહી એટલે સર્વ ઉતર્યા પોતાનો સામાન તથા રૂપિઆની તીજોરીઓ ઉતારી સર્વ માણસોએ પુલથી અને ચોખાથી તથા કંકુથી તેમને વધાવી લીધા અને સામાન ગાડીઓમાં ભરી સર્વ માણસો ચાલતા પગે ઘર આગળ આવ્યા.

---

## પ્રકરણ ૭ મું.

### નવીનનગરના રાજાની મુલાકાત.

**દોહરો.**

**દ્રવ્ય લઈ ઘર આવીયો, કરી રાજાથી પ્રીત;**
**ગુણકાને શીક્ષા કરાવી, વેર વાળ્યું ખચીત.**
**પ્રધાનગરી પ્રેમથી, અપાવી ધીરજલાલ;**
**નેક ટેકથી તે રહયો વધ્યો પ્રભુનો વ્હાલ.**

ધીરજલાલના પેરીસ ગયા પછી એવો બનાવ બન્યો કે ધીરજલાલની સ્ત્રી સંતોક પોતાના પતિને ત્યાં દરરોજ રહેતી હતી, કારણ કે પોતાની સાસુ વૃદ્ધ હતી તેથી તેને ઘરનું કામ કરવું, એ મુશીબત લાગતું હતું. તેથી સંતોક ત્યાંજ રહેતી હતી સંતોકના સાસરાના પાડોશમાં કેટલાક બદફેલી માણસો રહેતા હતા, તેઓનું ઘર સતોકના સાસરાની પડોશમાં હતું તેથી તેઓ હરદમ પોતાના ઘરમાં જુગાર રમતા અને બદ કામથી વર્તતા. તેને ત્યાં દરરોજ જુદી જુદી જાતના માણસો આવતા હતા વખતે જુગારમાં કોઇને ખોટ જતી તો ચોરીઓ પણ કરતા હતા આ રીતે બદચાલના માણસો સંતોકના સસરાની પાડોશમાં રહેતા હતા. તેઓનું ઘર સંતોકના સાસરાના ઘર સામેજ હતું. સંતોક અતિશય રૂપવંતિ હતી તેથી તે બદફેલ પાડોશી તેના ઉપર ખરાબ નીષ્ટા રાખતો હતો. જ્યાં સુધી ધીરજલાલ દેશમાં હતો ત્યાં સુધી આ લુચ્ચા માણસોને કાંઇ પણ ફાવતું નહોતું ધીરજલાલ પરદેશ ગયો એટલે તેમને સારી રીતે ફાવ । માડયું.

એક દીવસ એવો બનાવ બન્યો કે, આ બદફેલી માણસને ત્યાં પાંચપચાશ માણસ જુગાર રમવા સારૂ આવ્યા હતા. તે વખતે સંતોક પોતાના ઘરમાં પરચુરણ કામ કરતી હતી. તે વખતે આ માણસ કાંઇ બાનું કાઢી સંતોકના ઘરમાં તેની સાસુ પાસે ગયો; સંતોકની સાસુ એમ નહોતી જાણતી કે આ માણસો જુવારી છે તેથી તે પોતાના ઘરમાં આવતો હતો તો પણ તેને કાંઇ કહી શકતા નહોતા આ માણસ તેના ઘરમાં આવતો હતો તેથી સંતોકને સારૂં લાગતું નહોતુ કારણ કે સંતોકનો તેને તેની બીહામણી આંખ ઉપરથીજ વરતી ગઇ હતી કે આ માણસ બદફેલી છે. આ માણસ ઘરમાં કોઇ કોઇ વખત આવતો એટલે સંતોક તેનાથી ડરીને પોતાની સાસુ પાસે જતી રહેતી તેથી આ બદફેલી માણસને સંતોકને મીલાવવા સારૂ બીલકુલ ફાવતું નહોતું એક દીવસે સંતોકના ઘરમાં આ માણસ આવ્યો હતો ત્યારે સંતોકની સાસુ કાંઇ કામ સારૂ બહાર ગઇ હતી અને ઘરમાં સંતોક એકલી હતી તેથી તેને વાત કરવાનો સારો પ્રસંગ મળ્યો હતો તેથી બોલ્યો સંતોક, તમારા પતિ બહાર ગામથી કયારે આવવાના છે? આ પ્રમાણે તેણે પુછ્યું એટલે સંતોક બોલી–તેમને આવવાને હજુ એક માસની વાર છે, બદફેલી બોલ્યો—તમને તેમના વિના એકલું કેમ ચાલી શકે છે? સંતોક બોલી—એમાં શું થઇ ગયું પતિ પરદેશ કમાવા સારૂ ગયા હોય તો શા માટે ચલાવવું ન જોઇએ, ચલાવવું ન ચલાવવું એ આપણા પોતાનાજ હાથમાં છે.

આ પ્રમાણે વાતચીત કરી આ બદફેલી માણસ પોતાની પાસેની ડાબડી ખોલી પાનબીડી ખાવા બેઠો એક પાનબીડી પોતે ખાધી અને બીજી સંતોકને આપવા લાગ્યો તેથી સંતોકે તે લેવાને સારૂ ના પાડી અને કહ્યું.

તમારે મરદ માણુસ થઇ મારી સાથે વાત કરવી અને મને પાન આપવું એ ઘટીત છે કે? તમારે મારી સાથે વાતચીત કરવાનું કે પાનબીડી આપવાનું શું પ્રયોજન છે? તમે તમારે મારી સાસુ આવે એટલે તેમની સાથે વાતચીત કરજો મારી સાથે તમારે બીલકુલ વાતચીત કરવી નહિ.

આ પ્રમાણે કહ્યું એટલે આ બદફેલી માણસને ઘણીજ ચિન્તા થવા લાગી અને વિચાર કર્યો કે આ વખતે તેની સાથે જોરજુલમ કરીશું તો કોઇ પણ જાતની હરકત આવશે નહિ અને હું ખુશીથી ફાવી જઇશ; કારણ કે તેની સાસુ બહાર ગઇ છે અને તે મોડી આવવાની છે માટે અત્યારે હું જેવું કરીશ તેવું મને ફાવી જશે એમ વિચાર ધારી સંતોક ઉપર બળાત્કાર કરવા માંડયો એટલે સંતોકે બુમે બુમ પાડવા માંડી આખા મહોલ્લામાં કોઇએ તેની બુમ સાંભળી નહિ, અને કોઇ ત્યાં આવ્યું નહિ તેથી સંતોક સમજી ગઇ કે જો તેની સાથે રગઝગ કરવા જઇશ તો મારી આબરૂ જશે, મારો પતિ-વૃતા ધર્મ જશે અને જીન્દગી રદ થઇ જશે માટે આ મુર્ખાને લાલચ બતાવવી સારી છે. જો કદાચ આ પ્રમાણે વિચાર ન ધાર્યો હોત તો આ બદફેલી તેની આબરૂ લેવાની છેક અણી સુધી આવી પહોંચ્યો હતો; તેથી વિચાર ધારી બોલી ધીરજ રાખો લાલ તમે કેમ આટલા બધા અધીરા બની ગયા છો હું તો તમારી પરીક્ષા જોતી હતી કે તમે કેટલા પાણીમાં છો! મેં કયાં તમને કાંઇ પણ બાબત માટે ના કહી છે! આ પ્રમાણે કહ્યું એટલે આ લાલને ખાત્રી થઇ કે સંતોક મહારા પર પ્યાર રાખે છે પરંતુ માણસે એક વખત માણસનું પારખું જોવું જોઇએ તેથીજ તેણે મારૂં પારખુ જોવાની ખાતરજ મને ઉપર પ્રમાણે કહ્યું હશે; એમ ધારી બોલ્યો

ત્યારે બોલને તારો શો ઇરાદો છે? જે હોય તે મને કહી દે કે હું તે પ્રમાણે વરતું સંતોક બોલી કહેવાનું મ્હારે એટલુંજ છે કે તમે હાલ આવ્યા છો એ વાત ખરી છે પરંતુ હવે થોડા વખતમાં મારાં સાસુજી આવશે અને આપણું પોગળ જાણી જશે માટે હાલ તમે તે વાત જવા દો અને કાલે તમે મને આ વખતે મારા ઘરમાં મળજો એટલે સર્વે સારૂં થઇ જશે.

આ પ્રમાણે કહ્યું એટલે લાલને ખાત્રી થઇ કે હવે તે જરૂર મહારીજ છે અને તે મને ખરૂંજ કહે છે એમ ધારી તે વખતે તો બોલ્યા ચાલ્યા વિના પાછા જવા માટે કબુલ કર્યું અહા હા હા !!!

કામી માણસ જ્યારે કામ માટે સ્ત્રી પાસે જાય છે. અને ચતુર સ્ત્રી તેને આડુંદોડુ સમજાવી વખત ગુમાવી દે છે અને તેની સાથે જરા મોં ઠેકાણે રાખી સારી રીતે વાતચીત કરે છે ત્યારે પોતે ખાસ એમજ સમજી જાય છે કે આ સ્ત્રી હવે મને જરૂર પ્રેમ બતાવશે અને મારા મનના મનોરથ પુરા કરશે, પરન્તુ મુર્ખો એમ નથી સમજતો કે મને સ્ત્રીચરીત્ર કરી પાછો વાળ્યો છે આ લાલ ત્યાંથી લાલચનો માર્યો પાછો જવા માટે કબુલ થયો; એટલામાં સંતોકની સાસુ બહારથી આવી તેવી પોતે ઘરમાં દાખલ થતી હતી તેવામાં આ બન્ને જણને તેણે ઉપર પ્રમાણે વાત કરતાં જોયાં તેથી તે બોલી-

સંતોક તું આની સાથે શી વાત કરતી હતી? તારે જુવાન માણસે તેની સાથે વાત કરવી એ સારૂં કે! મારી ગેરહાજરીમાં તેં તેને શા માટે ઘરમાં દાખલ કર્યો?

**સંતોક બોલી**—સાસુજી એમાં મારો જરા પણ વાંક નથી તે તો ખાસ તમનેજ મળવા માટે આવ્યો હતો, અને તમે નહોતાં

તેથી તે મારા ઉપર ખોટી દાનત કરતો હતો પણ મેં તેને સ્ત્રી ચરિત્ર કરી પાછો કાઢવાને નક્કી કર્યું એટલામાં તમે આવી પહોંચ્યાં તે સારૂં થયું જો તમે આ વખતે ન આવ્યા હોત તો કોણ જાણે શું થઇ જાત. પણ પરમેશ્વરે મારી લાજ રાખી છે.

આ પ્રમાણે કહ્યું એટલે તેની સાસુ બદફેલી લાલ ઉપર અતિશય ગુસ્સે થઇ ગઇ અને બોલી.

અલ્યા મારા ઘર આગળ આવું કરે છે કે! એ તો તારી બહેન બરોબર છે સમજ્યો! તને પડોશમાં રહેવા દીધો માટે આમ ફાટી ગયો છે? કેમ મારા રોયા! હવે તને સરકારમાં મોકલવો પડશે! તું યાદ રાખજે હવે તારી શું વલે થાય છે તે જોયા કરજે?

**લાલ**—કાકી આમાં મારો વાંક જરા પણ નથી હું તો તેમને તમે ક્યાં હતાં તે પુછતો હતો તેમાં તમે મારા ઉપર ખોટું તહોમત મુકો છો, હું તો રોજ તમારા ઘરમાં આવું છું પણ કોઇ દીવસ કાંઇ આડો શબ્દ બોલ્યો છું! તે તમેજ કહો.

**સંતોકની સાસુ**—અલ્યા તારે મારી ગેરહાજરીમાં તેની સાથે વાત કરવાની શું જરૂર હતી? હું ઘેર નહોતી તો ચાલ્યા જવું હતું અને હું આવું ત્યારે આવવું હતું. બેવકુફ તું બહુ બદફેલી કરતાં શીખ્યો છું પણ યાદ રાખજે કે કેદમાંજ મોકલાવી દઇશ.

**લાલ**—કાકી હું કંઇ બોલ્યો નથી. છતાં તમે કહો છો કે તું આડું અવળું બોલ્યો હતો તો તમને સાફ કહું છું કે જાઓ તમારાથી થાય તે કરી નાંખજો હું કાંઇ ડરી જવાનો નથી આ તો તમારી શરમ રાખીને હું બોલતો નહોતો પણ હવે ખુલ્લું કહું છું કે તમારાથી થાય તે કરી નાંખજો, જાઓ હવે તમારાથી હું નથી બ્હીવાનો.

**ડોશી**—મારા ગયા યાદ રાખજે હવે જોજે કેવું થાય છે.

આ પ્રમાણે કહ્યું એટલે બદફેલી લાલ અતીશય ચીડવાઇ ગયો અને એકદમ પોતાના ઘર તરફ જવા લાગ્યો પછી સંતોક અને તેની સાસુ વાતો કરવા લાગ્યાં.

**સંતોક**—સાસુજી જો તમે વહેલાં ન આવ્યાં હોત તો આ નફ્ફટ મારા ઉપર જરૂર જુલમ કરત.

**ડોશી** -બેટા તું શું કામ ગભરાય છે હવે એ મુઆની શું વલે થાય છે તે તું જોયા કરજે, એ મુઆ છોકટાના તો બારજ વગાડી દીધા વિના એ પાંશરો નથી થવાનો.

આ બનાવ બની ગયા પછી થોડીક વારમાં મનહરલાલ ધીરજલાલ અને મેનાબાઈ ત્રણેને સ્ટીમરમાંથી ઉતરવાની તઇયારી હતી તેથી તેમનાં સર્વ સગાં વહાલાં તેમને સામાં લેવા સારૂ દરીયા કીનારે આવ્યા હતા થોડોક વખત વીત્યો એટલે સ્ટીમરમાંથી ઉતરયાં. મનહરલાલના સગાંવહાલાં મનહરલાલ પઇસા પેદા કરી દેશમાં આવવાના હતા તેથી ઢોલ, વાજાં તાસાં વીગેરે લઇ આવ્યા હતા તેથી તેઓ ઉતર્યાં એટલે વાજાં, તાસાં, વગડાવવાં શરૂ કર્યાં. અને હદથી જાદે માન આપવા લાગ્યાં, તેમને ફુલના હાર તથા ફુલની છડીઓ આપી તથા તેમના ઉપર ફુલનો વરસાદ વરસાવવા લાગ્યા. મનહરલાલના કેટલાક મિત્રો તેમને મળવાને આવ્યા હતા તેઓ તેમને ઘણીજ સારી રીતે મળ્યા, જેઓ તેમને મળવા આવતા હતા તેઓને ઘણી સારી રીતે માન આપી ભેટતો અને ઘણીજ નમૃતાથી વાત કરતો મનહરલાલ અને ધીરજલાલ ઘણા પઇસા પેદા કરી લાવ્યા હતા તેથી સ્ટીમરમાંથી તીજોરી ઉતારી સર્વ માલ બહાર કાઢ્યો; તેથી જોઇતી ભાડાની ગાડીઓ મંગાવી સર્વ સામાન ગાડીઓમાં ભરી દીધો પછી સર્વ

માણુસો ગાડીઓમાં બેશી મનહરલાલના ઘર તરફ આવ્યાં, મનહરલાલ ઘણા પઇસા પેદા કરી લાવ્યો હતો, તેથી મનહરલાલની મા ધનબાઇની આંખમાં હર્ષનાં આંસુ ભરાઇ આવ્યાં અને તેને એક નવા જન્મની માફક લાગ્યું હતું.

મનહરલાલ અને ધીરજલાલ ઘેર આવ્યા એટલે તેમને સંતોકની બાબતની ખબર પડી તેથી મનહરલાલને તથા ધીરજલાલને ઘણુંજ ખોટું લાગ્યું તેઓએ ગમે તે યુકતી રચી તે લાલને જેલમાં મોકલાવવો એ પ્રમાણે વિચાર ધાર્યો અને એની એજ ચીન્તા કરવા લાગ્યા મનહરલાલને આ બનાવ બનવાથી અત્યંત ખોટું લાગ્યું પોતે પઇસા પેદા કરી લાવ્યો છતાં તેણે આ વાત સાંભળી હતી તેથી તેને એક મહાભારત દુઃખ ઉત્પન્ન થયું હતું તેથી તેઓ એનો એજ વિચાર આખો દીવસ કરતા હતા તેથી છેવટે તેમણે એવો વિચાર ધાર્યો કે માધવસેન રાજાને મળવું અને તેમને મળી લુચ્ચા બદફેલીને તથા રૂપાળી ગુણકાને સજા ખવડાવવી અને તેમને બરાબખરત કરી નાંખવાં એવું ધાર્યું હતું તેથી પ્રભુ કૃપાએ તેનું કામ પાર પડવાને જરા પણ વિલંબ થવા લાગ્યો નહીં રાજાએ તેની અતિશય પ્રસંસા સાંભળી હતી તેથી માધવસેન રાજાને તેને મળવાનો વિચાર થયો તેથી તેમણે મનહરલાલને પોતાની પાસે બોલાવવા માટે ચીઠી લખવા વીચાર કર્યો પણ વળી પાછો તેને એમ વિચાર થયો કે તેઓ આજ દેશમાં આવ્યા છે માટે ફરતા ફરતા સ્વારી તે તરફ લઇ જવી સારી છે.

એમ વીચાર ધારી માધવસેન રાજા પોતાનાં કપડાં પેહેરી તૈયાર થયા અને પોતાની બગી જોડાવવા નોકરને હુકમ કર્યો. એટલે નોકર થોડીકવારમાં બગી તઇયાર કરી લાવ્યો પછી માધવસેન મહારાજા બગીમાં બીરાજમાન થયા. પછી મનહરલાલના ઘર તરફ હંકાવવા

હુકમ કર્યો એટલે ગાડી થોડીકવારમાં મનહરલાલના ઘર પાસે આવી ઉભી રહી.

માધવસેન રાજાને પોતાને ઘેર આવેલા જાણી મનહરલાલ તેમની બગી સુધી સામા આવ્યા, તેમની સાથે મુલાકાત લીધી, તે જોઇ માધવસેન રાજા ઘણા ખુશ થયા, તેમના ઉપર અતિશય પ્રીતી વધી અને તેમને ઘણોજ આનંદ થયો. પછી માધવસેન રાજા બગીમાંથી નીચે ઉતર્યા અને મનહરલાલ સાથે તેમના ઘરમાં દાખલ થયા પછી મનહરલાલે તથા માધવસેન રાજાએ પેરીસ શહેરની કેટલીક નવા જુનાની વાતો કરી બન્ને જણ અતિશય વાતો ઉપર ચઢી ગયા પછી વાત સાથે વાતમાં તેણે પેલી અધમ રૂપાળીની વાત કાઢી એટલે રૂપાળીની શીક્ષા કરવા માટે કબુલ કર્યું. પછી પેલા બદફેલી લાલની વાત કાઢી તે વાત સાંભળી એટલે માધવસેનને અતિ ખોટું લાગ્યું તેને પોતાની પાસે તુરતા તુરત બોલાવ્યો એટલે સીપાઇ તેને બોલાવવા સારૂ ગયો. એટલે બદફેલી લાલા હાથમાં ધોતીયું લઇ ગભરાતો ગભરાતો ધ્રુજતા શરીરે માધવસેન રાજા પાસે આવી ઉભો રહ્યો એટલે માધવસેન રાજાએ તેને ધમકાવીને કહ્યું. એટલે બ્હીતો બ્હીતો બોલ્યો

લાલ બોલ્યો—મહારાજ હું તો તેમની સાસુને મળવા ગયો હતો હું દરરોજ તેમની સાસુ પાસે જતો હતો તેથી હું ગયો હતો માટે હજુર મારો ગુનો કાંઇ નથી મારા ઉપર નાહક ખોટું તહોમત મુકવામાં આવ્યું છે હું નિષકપટી છું. મેં તેમની સાથે તેમની સાસુ કયાં ગયાં છે એ વાત કરી હતી તે શિવાય મેં કાંઇ પણ શબ્દ કહ્યો નથી માટે હજુર મારી ગરીબની વાત ધ્યાનપર લાવવી જોઇએ

આ પ્રમાણે આ બદફેલીલાલ બોલ્યો એટલેરાજાએ તેને વધારે ધમકાવ્યો અને કહ્યું બોલ ખરેખરૂ નહિતો જીવતાં ચામડી ઉતરાવી નાંખાશ.

બદફેલી લાલ-હજુર.........ર.........મારો વાંક જરાએ નથી એ લોકો મારે માથે જુઠ્ઠુ તોહોમત મુકે છે.

આ પ્રમાણે કહ્યું એટલે માધવસેનને રીસ ચઢી તેથી સીપાઇને કહ્યું સીપાઇ જાવ આ લુચ્ચાને લઇ જાવ એને પાંચ વરસ સુધી જન્મ કેદખાનામાં પુરી દો; આ પ્રમાણે કહ્યું એટલે સીપાઇ તેના હાથમાં બેડીઓ ઘાલી લઇ ગયો.

આટલું કામ થયા પછી મનહરના મનમાં એમ આવ્યું કે હવે રૂપાળીનું શું કરવું તે આવતી કાલે તેમના બંગલે જઇશું ત્યારે થઇ પડશે; પણ આ ઠીક ઠેકાણું પડી ગયું; વળી ધીરજલાલની નોકરીના માટે પણ તે વખતેજ બંદોબસ્ત થશે એકદમ કહેવાથી નાહક સર્વ કામ બગડી જાય માટે એ વીચાર ધાર્યો છે તે બરાબર છે. આ પ્રમાણે બનાવ બન્યા પછી માધવસેન રાજા પોતાના બંગલા તરફ જવા માટે બોલ્યા.

મનહરલાલ હું હવે બંગલા તરફ જાઉં છું બંને આવતી કાલે બંગલે આવજો તમો હર વખતે મને મળતા રહેજો તમોને હું જોઉં છું તેથી મને આનંદ ઉપજે છે. આ પ્રમાણે કહી રાજા પોતાને બંગલે ચાલ્યા ગયા.

બીજે દીવસે મનહરલાલ તથા ધીરજલાલ બન્નો માધવસેનના બંગલે ગયા રાજાથી અત્યંત પ્રીત બાંધી રાજાને તેના વીના ચાલી શકે નહિ તેવી પ્રીતી માધવસેન સાથે બાંધી દીધી હતી; માધવસેન સાથે પ્રીતી બાંધવાનું મુળ કારણ મનહરને એજ હતું કે પોતાના બાપને ઠગી લેનાર ગુણકાને તથા પેલા બદફેલીલાલ ને ખુવાર કરવાનુંજ હતું તેથી પ્રીતી બાંધી હતી. પછી એક દિવસ માધવસેન અને મનહરલાલ બગીચામાં હવા ખાવા સારૂ બેઠા હતા તેથી મનહરલાલે

માધવસેનને કહ્યું. આપણા શેહેરમાં રહેનારી રૂપાળી કરીને ગુણીકા છે તેણે મારા પીતાજીને ખ્વાર કરી નાંખ્યા છે. માટે તે ગુણીકાને ગમે તે ઇલાજે દુર કરવી જોઇએ અને તેને પુરી સજા આપવી જોઇએ આ પ્રમાણે કહ્યું એટલે માધવસેન બોલ્યા કઇ ગુણકા છે આપણે ચાલો તેને ત્યાંજ એવું કહ્યું એટલે માધવસેન અને મનહરલાલ તથા તેમના ચાર સીપાઇઓ સહીત રૂપાળી ગુણકાને ત્યાં નન્નીજાનનું મકાન પુછતા ગયા નન્નીજાનને ત્યાં ગયા એટલે નન્નીજાને રાજાનો અને મનહરલાલનો ભરમ સમજી સારૂ માન આપવા માંડયું નન્નીજાન જાણતી નહોતી કે આ રાજા છે નન્નીજાને એ લોકો સારૂ માન આપવા માંડયું પરંતુ તેઓ કાંઇ ગુણીકાને ત્યાં માન સારૂ નહોતા ગયા પરંતુ તેને સજા કરવા સારૂ ગયા હતા: તેથી માધવસેન બોલ્યા તમારામાં રૂપાળી કોનું નામ છે અને નન્ની કોનું નામ આ પ્રમાણે કહ્યું એટલે રૂપાળીએ અને નન્નીએ જાણ્યું કે આપણને કાંઇ મળશે એમ સમજી બંને બોલ્યાં જી મારૂ નામ રૂપાળી છે નન્ની બોલી જી મારૂ નામ નન્નીજાન છે. માધવસેન બોલ્યા ઠીક તમે માણેકચંદ શેઠને છેતરી પઇસા પડાવી લીધા છે અને તેને ખુવાર બનાવી નાંખી તેમનું મરણ નીપજાવ્યું છે આ પ્રમાણે કહયું એટલે બંને જણીઓ ચમકી અને બોલી તેમાં તમારે શું છે? તમારે જે કામ હોય તે કહો ને માણેકચંદ ચુલામાં ગયો; આવાં વચનો ગુણકાના મોઢેથી સાંભળ્યાં એટલે માધવસેન ઘણોજ રીસે બળી ગયો. અને બોલ્યો સીપાઇ આ રંડાઓને સાત સાત વરસની સજા છે તેમને જેલમાં લઇ જાવ અને તેની મીલકત ભીખારીઓને બોલાવી લુંટાવી નાંખો. એ હરામખોરોને એ સજા બરાબર છે મારા રાજામાં રહી આ પ્રમાણે તમે અનિતી કરો છો? મારાથી આ વાત અત્યાર સુધી અજાણી હતી અને ખબર નહોતી કે

આ લોકો આવા ધંધા કરે છે ઠીક થયું કે મનહરલાલ તમે મને આ પ્રમાણે વાત કરી આવા માણસો મારા રાજ્યમાં એક પણ ન જોઇએ મારી પ્રજા તો બીલકુલ કપટ વીનાની જોઇએ આ પ્રમાણે એ લોકોને સજા કરી છે તે બરાબર કરી છે મનહરલાલ તમે વહેપાર કરશો કે આપણા રાજ્યમાં નોકરી છે. જો તમારે નોકરી કરવી હોય તો તમને પ્રધાનગીરી આપું કારણ કે હાલ પ્રધાનગીરીની જગ્યા ખાલી છે તે ઉપરથી મનહર બોલ્યો નાજી નોકરી કરતાં દોસ્તીનો સંબંધ રહે તે ઘણું સારૂં છે નોકરી મારા બનેવી ધીરજલાલને આપો તો ઘણું સારૂં છે તે પણ માહારા જેવાજ છે ઘણા હુશીયાર છે હું તો આપના ચરણકમળથી વહેપારનુંજ કામ કરીશ કારણ કે મેં નોકરી કરી નથી એટલે મને તે નહિ ફાવે માટે મારા બનેવી ધીરજલાલને આપો તો ઘણું સારૂં આવું કહ્યું એટલે ધીરજલાલને પોતાની પાસે બોલાવ્યો અને પ્રધાનની નોકરી અપાવી દર મહીને પાંચસો રૂપિઆ પગાર કરાવી આપ્યો અને પોતે ઝવેરાતનો વહેપાર ચાલુ રાખ્યો. સર્વ માણસોનું દેવું કાપી નાખ્યું અને પોતે તથા પોતાની માતા તથા સર્વ માણસો આનંદમાં રહેવા લાગ્યાં ધીરજલાલ પણ ગરીબ માણસ હતો પરંતુ સારા માણસના સંબંધથી સારી પાયરી પર આવી ગયો; એ તેને એક નવી જીંદગી જેવું સુખ માન્યું બન્ને જણા આનંદથી રહેવા લાગ્યા અને તેમની દાનત સદાકાળ સારી હતી તો દરરોજ પ્રભુની મેહેરબાની પણ તેમના ઉપર દીવસે દીવસે વધવા લાગી અને સઘળે આનંદ આનંદની વૃષ્ટી છવાઇ રહી તથાસ્તુ.



તૈયાર છે ? તાકીદે મંગાવો ? ? ફક્ત થોડીજ નકલો શીલીક છે?

એકી અવાજે વખણાએલું તદ્દન નવુંજ પુસ્તક.

# મધુકાન્તા

યાને

# મેવાડની સિંહણ.



આ પુસ્તકમાં રણઘેલી રજપુત રમણીઓની રણસંગ્રામમાં અપૂર્વ બહાદુરી વાંચી તમે એ ઘડી આશ્ચર્ય પામી જશો. લાલ જનાન ખાનાની જેલમાં સડતી સુંદરીઓને પ્રથમની માફક યોગ્ય કેળવણી આપવામાં આવે તો નિર્માલ્ય ગણાતી નારી જાતી આદર્શ દેવીઓ બની શકે, અને તેમનાથીજ વીર રત્નો ઉત્પન્ન થઈ, આખા દેશનો ઉદ્ધાર કરી શકે, તેમાં જરાપણ શક નથી તેવું અત્યંત સુબોધક માતા, બેન, અને સ્ત્રીઓને ખાસ વંચાવવા લાયક અતિ ઉત્તમ પુસ્તક હોવા છતાં તેની કિંમત ફક્ત બાર આનાજ છે ટપાલ ખર્ચ જુદુ. માટે તાકીદે મંગાવો.

મળવાનું ઠેકાણું- કેશવલાલ મગનલાલ દુધવાળા.

કાલુપુર રોડ—અમદાવાદ.

વાંચો ! તાકીદે મંગાવો થોડી નકલો શીલીકમાં રહી છે
માટે તાકીદે મંગાવો.

# વીર, શૃંગાર, પ્રેમ, કરૂણ, અને ભેદ ભરમોથી ભરપુર પુસ્તક

# વીરબાળા અને



## બુરખાવાળી બલા.

આ પુસ્તકમાં એક બુરખાવાળી ભેદી બલા ભેદી બુરખામાં છુપાવેલો એક રાજ્ય સામે કેવાં ભયંકર કાવત્રાં રચ્યે છે ભેદી છુપી ભોંયરામાં કેવાં ભયંકર અત્યાચારો બને છે. એક રજપુત વીરબાળાની બહાદુરી, સતીઓનું સતીત્વ, મીત્રની ફરજ, દુષ્ટ વ્યભિચારી મનુષ્યોનાં હૃદયભેદક કુકર્મો, રાજ સત્તા અને લક્ષ્મીની લાલચ માટે એક નરપિશાચ સેનાપતિની ભયંકર પ્રપંચબાજી અને અવનવા ભેદ ભરમોથી ભરપુર ખાસ વાંચવા લાયક છે છતાં કિંમત ફક્ત આઠ આનાજ છે માટે આઠ આનાની ટીકીટો મોકલી મંગાવો ટપાલખર્ચ માફ વી. પી થી મંગાવનારને ટપાલ ખરચ જુદુ પડશે.

મળવાનું ઠેકાણું—કેશવલાલ મગનલાલ દુધવાળા.
કાળુપુર રોડ—અમદાવાદ.